# આગગાડી

નાટક

લેખક

ચન્દ્રવદન ચીમનલાલ મહેતા



પ્રકાશક

મૂળશંકર સોમનાથ ભટ્ટ · વડોદરા ૧૯૩૪

આ નાટકમાં આલેખેલાં બધાં પાત્રો કલ્પિત છે. કોઈ પોતાને માથે પાઘડી પહેરી લે તેને માટે લેખક જવાબદાર નથી.



卐

પહેલી આવૃત્તિ



[illegible]
[illegible]
[illegible]
(આગરા)

મુદ્રક • બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી ૧૪૫૪ રાયપુર અમદાવાદ
પ્રકાશક • મૂળશંકર સોમનાથ ભટ્ટ, રાવપુરા વડોદરા

આ જ લેખક કૃત

ઇલાકાવ્યો

ઋ

(હવે પછી)

રતન

ચાંદરણાં

ઍદ્રિક

ઘટમાળ

ચૂંગો અને બીજાં નાટકો

# જરી વરાળ

હું ઇચ્છું છું કે સૌકોઈ આ આખું વાંચે. મારી પ્રાર્થના છે કે જરૂર વાંચે. આ નાટકમાં જે વસ્તુ છે એના કરતાં એની વાસ્તવિક સૃષ્ટિ અનેકગણી મોટી છે; એનો કંઈક નિર્દેશ આ લખાણ દ્વારા કરવા યત્ન કર્યો છે, એટલે આ વાંચવું આવશ્યક છે. નૅચરાલિઝમ, એક્સ-પ્રેશનિઝમ, રીઅલિઝમ, એક્સેન્ટ્રીસિઝમ; આયરૉનિક, કૉમિક, ઇરૉટિક કે મોરાલિસ્ટિક વગેરે ભાવોથી ભરપૂર રોમાન્ટિસિઝમ, સેન્ટિમેન્ટાલિઝમ અથવા તો એમાંના એક કરતાં વધારેના મિશ્રિત 'ઇઝમ'ના ભાગ–પેટા વિભાગની ચૂંથણી મને નથી આવડતી. બી.એ., એમ.એ.ના કોઈ અંગ્રેજી પાઠ્ય પુસ્તકના પૂંછડા રૂપે ગોખવા પડતાં ટીકાપુસ્તકોમાં એ વિદ્વત્તાભરી ચર્ચા જોઈ શકાશે. અત્રે એના વિદ્વત્તાભર્યા પિષ્ટપેષણથી અજાણ હું અપંડિત તો એટલું જ કહેવાનું નમ્ર સાહસ કરૂં છું કે એ અંગ્રેજી લેખકોની રહેણીકરણી, અંગ્રેજી મનોભાવનાઓ, અંગ્રેજી સ્થળસમયોના અંગ્રેજી તખ્તા-પોષાક વગેરે ઉપરાંતની પણ નાટકની સૃષ્ટિ છે. એનો ઇશારો માત્ર આ કૃતિમાં રજૂ કરવાનો પ્રયાસ છે.

અને આ નાટકના વસ્તુ વિષે હું તો એટલું જાણું છું કે એની વાસ્તવિક સૃષ્ટિ સંપૂર્ણ રીતે રજુ કરતાં આંખ કરતાં હાથ નિર્બળ નીવડ્યો છે. આ પ્રયોગમાંની હકીકત અધૂરી છે, આછી છે; ભાષા નગ્ની છે, ચિત્રો લૂલાં છે. રેલવેના કારખાનામાં રોજના જે જે બનાવો બને છે તે વિચારતાં મીલમજૂરો કરતાં એન્જિન ચલાવતા આગવાળાઓની સ્થિતિ

કોઈપણ રીતે વધારે સારી નથી એમ હું માનું છું. એ માટે એક જ ખ્યાલ કરો. હિંદુસ્તાનના દરિયાકિનારાથી પૂર્વપશ્ચિમના પચાસ સો માઇલો બાદ કરતાં મધ્યપ્રદેશમાં અને ઉત્તરમાં આડીઅવળી દોડતી રોજની આગગાડીઓનો વિચાર કરો. રાતદિવસ સડસડાટ ચાલતા એન્જિન પર આગપેટીમાં કોલસો નાખનાર આગવાળાઓની સ્થિતિનો દરિયાફ કરો. અમદાવાદથી દિલ્હી, દિલ્હીથી રતલામ, રતલામથી ગોધરા, મુંબાઈથી છેક ખડગપુર, પૂનાથી મદ્રાસ, કટકથી કવેટા અને એમ ઠેકઠેકાણે બપોરના બારથી પાંચના ગાળામાં દોડતો આગવાળો; ગાડીઓ થંભી જાય એવી રજપૂતાનાની ધૂળ-આંધીઓ ચાલતી હોય, ૧૦૦ ડિગ્રી ઉપરનો તાપ જળસૂનાં મેદાનોમાં ધીકતો હોય, પવનનાં તોફાનો વાવંટોળિયાઓ ફૂડફૂડી રહ્યા હોય ત્યારે કઈ છાતીએ આગપેટી ખોલી એમાં એ કોલસા નાખ્યે જતો હશે ? તેમજ ચોમાસામાં અને કકડતી ઠંડીમાં અરધા ઉપરના ઉઘાડા એન્જિન પર મધરાતે, સામે પવને, ધુમ્મસ, ઝાકળ કે બારે મેઘ તૂટતા પાણીમાંથી સિગ્નલ જોનાર, કુટુંબકબીલો તજી નોકરીએ નીકળેલો આગવાળો કયા મનોબળથી એ વેઠ ઉઠાવતો હશે ? આગપેટીના ઢાંકણા પાસે ગરમ રાખવા બાંધેલો ચાનો મોટો શીશો, અને બે દિવસના ભાથા પેટે સાથે રાખેલા મેલાઘાણ ચીંથરે બાંધેલા રોટલા, અને કોલસાઢગે ધૂળખાતું એનું બિસ્તર,—એટલું લઈ ઊપડનાર આગવાળો હોય છે તો કોક ક્યાંક ગામડાનો—ધારો વડોદરા પાસે ગોરવાનો. મોટું કારખાનું અમદાવાદ એટલે નોકરીએ ચઢેલો ત્યાં, આંટાફેરા મારતો હોય અજમેર ને સાબરમતી વચ્ચે, કારખાનામાં મુકાદમને કે ફોરમૅનને પૂરતી સલામી ને દર માસની ચેરીમની ન મળી તો 'બદલી પડે' રતલામમાં, ને ખેંચે કોટા રતલામ વચ્ચે ભારગાડી; એમ દેશ તો બિચારાનો ક્યાંય રહી જાય દૂર ને દૂર ! અને એને માથે ધણી પણ અનેક, પણ સૌથી નિકટનો ધણી

તો દરાવર. એ એનાથી દશગણો પગાર ખાય એટલે હોય દારૂનો શોખી. ઢીંચીને એ જે દિવસે નીકળ્યો તે દિવસે જુઓ આગવાળાના હાલ! એ દરાવર સા'બ એને મારે, ગાળો દે. દર બેચાર મિનિટે કોલસાના પાવડાની આહુતિ અગ્નિદેવને ચઢે નહિ તો પૂરતી વરાળ નહિ થતાં ગાડી ટાઇમસર દોડે નહિ; અથવા તો ચાલતી ગાડીએ એન્જિનખોળે અગાડી એક હાથમાં બત્તી અને તેલની કુપ્પી લઈ સંચાસાંધણમાં બરાબર તેલ પુરાય નહિ તો ગાડી બરાબર ચાલે નહિ; અને ગાડી ટાઇમસર કે બરાબર દોડે નહિ તે વખતે દરાવર સા'બના ઊછળતા પિત્તાનો, ચાલતી ગાડીએ આગવાળા ઉપર પડતા ત્રાસનો—એની મુસીબતોનો, હાડમારીનો, જીવ-જોખમનો ચિતાર આ આટલા નાટકમાં શી રીતે અપાય? રેલવેમાં ચાલતા દારૂના સામ્રાજ્યનો—પડતે વરસાદે ટોપલા ભરી એન્જિનની કોલસાટાંકી ભરવાનો અને બીજી અનેક નાની જીવલેણ જોહુકમીઓનો ખ્યાલ આટલા નાના નાટકમાં શી રીતે આપી શકું?

અને એ આગવાળાનો પગાર! વર્ણાંતરના ઝગડામાં પડનારાઓને માલૂમ થાય જે રેલવેની સૃષ્ટિમાં આગવાળાઓ અને ડ્રાઇવરોમાં અ, બ અને ક વર્ગનું ચામડીધોરણ છે. ગોરો એ તો સૌથી ઊંચો, શ્રેષ્ઠ બ્રાહ્મણ—એ ક્લાસ. એનો પગાર સૌથી વધારે. બ–તે બી ક્લાસ; તેમાં નહિ પૂરો ગોરો, નહિ પૂરો હિંદી એવાનો સમાવેશ થાય છે. તે ઉપરાંત 'ક' માંનો જરા ધોળી ચામડીવાળો વર્ગ ખૂબ જ મરકા મારી તેમજ ધનકોથળીને પ્રતાપે કે સોની લીલી નોટને પ્રતાપે બ વર્ગ સાધી શકે છે. અને ક તે કાળો વર્ગ—સી ક્લાસ. એના પગાર પણ ઓછા; હક્ક પણ ઓછા. અને વળી એ ક્લાસના ગોરાદેવોની વારેઘડીએ 'કાલે આદમી—બ્લડી સ્વાઇન' એવી પ્રસાદ લ્હાણી લીધા કરે એ તો નફામાં. ચામડી

ધોરણ તો કંઈ રેલવેમાં જ ઓછું છે ? બધે છે. સુશિક્ષિત અને સુધરેલી ગણાતી આવી સુવિખ્યાત મુંબાઈ યુનિવર્સિટીમાં પણ છે એ તો '૩૩ની જૂનમાં એક સેનેટ મીટિંગમાં એક સભ્યે પોતાના ભાષણમાં આબાદ સાબિત કર્યું હતું. પણ છાપેલા દફતરે એ ભેદનાં એ બી અને સી એમ વર્ગનામ પાડવાની પ્રથા વધારે પ્રસરેલી તો રેલવેના વહીવટમાં જ છે. તે ઉપરાંત બીજા પણ જાતજાતના ગ્રેડભેદ પણ છે, એ તો રેલવેનો વહીવટ તપાસતાં કોઇને પણ જણાઈ આવશે. એને અંગે નીચા ક્લાસના માણસને વધારેમાં વધારે મજૂરી અને ઓછામાં ઓછો પગાર તો યાવચ્ચંદ્ર-દિવાકરૌ સુધીનો નિર્માણ.

રનિંગ શેડ એટલે કારખાનું. પરેલ, વલસાડ, વડોદરા, અમદાવાદ, સાબરમતી, અજમેર, બાંદીકુઈ, ગોધરા, દાહોદ, રતલામ, શામગઢ, કોટા, ગંગાપુર, મથુરા, દિલ્હી, આગ્રા, પૂના, કલ્યાણ, ભૂસાવળ, સોલાપુર, રાયચુર, રાજકોટ વગેરે અનેક સ્થળે આવેલા 'રનિંગ શેડ'–એન્જિનોનાં કારખાનામાં ચાલતી અનેકવિધ પ્રવૃત્તિઓનો અભ્યાસ કરવા જાહેર જનતાને વિનતિ કરૂં છું. તાજ સાંચી કે અજન્તા, જયપુર ભોપાળ કે ઉદેપુર, ડાકોર દ્વારકાં કે વૃંદાવનમથુરા; ધોલપુર, બનારસ કે હરદ્વાર વગેરે કલા-યાત્રા કે વિદ્યાધામો જોવા જનારા શોખીનો આ કારખાનાંઓના કાળા અગ્નિમંદિરમાંની દેશી મહેનતમૂર્તિના વાગાસાજાનું તથા એના પ્રસાદપીણાનું તથા એની વહીવટવ્યવસ્થાનું અવલોકન, એક ખાસ અભ્યાસનો વિષય માનીને કરે, એવો તેઓને નમ્ર આગ્રહ કરૂં છું.

તેમજ ટ્રાફિકમાં સ્ટેશન, સ્ટેશન માસ્તરો, ટિકિટ કલેકટરો, કૅબિન, ગુડ્સકલાર્ક, સાંધાવાળાઓ, સાફ કરનારાઓ, ચહાના સ્ટૉલવાળાઓ— વળી એમની સાથે સીધા વહીવટમાં આવનારા લોકોખાતામાંના કૅરેજ એકઝામીનરો, શંટરો વગેરે અનેકની વ્યવહાર ખટપટો પણ રસભરી છે.

તેમાં મુસાફરોને કનડવામાં ટૂંકા પગારને લીધે પૈસા કઢાવનારા ટિકિટ કલેક્ટરોની અને કામના બોજાથી લદાઇને મુડદાલ બનેલ સ્ટેશનમાસ્તરોની તુંડાઈ, તુમાખી અને બેદરકારીના દાખલા તો ઠેરઠેર મળી આવશે. એ વાતાવરણ જ જુદું છે, દુનિયા જ જુદી છે, વ્યવહાર જ અનોખો છે. એ સઘળું ઝીણી આંખે તપાસવા રસિક વિદ્યાર્થીઓને હું વિનતિ કરૂં છું.

મુંબાઈ યુનિવર્સિટીમાં બી.એ. ની પરીક્ષા પસાર કર્યા પછી વકીલાતના અભ્યાસ માટે ધસતા ટોળામાંથી બકાત રહેલો ભાગ એમ.એ. ના અભ્યાસ માટે નજર દોડાવે છે. એમાં એક ખાતામાં વાણિયા, બ્રાહ્મણ, નાગર, કોળી, દુબળા, ચોધરા વગેરે ન્યાતજાતની પંચાત ઉપર તેમજ તેના જૂના ઇતિહાસ ઉપર પાંચ પચ્ચીસ અંગ્રેજી લેખકોના મતવજનના ટેકા સાથે કરેલા સંશોધન લખાણો માટે પણ એ ડિગ્રી આપવામાં આવે છે. એ અભ્યાસને સમાજશાસ્ત્રનો અભ્યાસ કહેવામાં આવે છે. દાખલા તરીકે વાણિયા તે શ્રીમાળી કેમ?—શ્રીમાળ ક્યાં? આવ્યું ક્યાં? હતું કેવું? ભાંગ્યું કેમ? ત્યાં વસનારા ગયા ક્યાં? કીધું શું? પહેર્યું શું? વિચાર્યું શું? વેપાર શાનો? વગેરે અનેક માહિતીઓ એકઠી કરનાર 'વિદ્વાન' કહેવાય છે. એવા સમાજશાસ્ત્રીઓને આથી વિનતિ કરૂં છું કે ભૂતનું જ્ઞાન આપનું બહુ સરસ; પરંતુ આગગાડી રેલવે એ જ એક આખી વર્તમાન સમાજસૃષ્ટિ છે તે તરફ; તેમાં આ નાટકમાં આવતા એક જોન્સ સાહેબના જાતભાઇઓની જે એક જુદી જ ન્યાતિ રેલવેમાં પોતાનું પંચ જમાવી રહી છે એમનો નથી કોઈ દેશ, નથી પૂરી ભાષા, નથી પૂરો પાધરો પહેરવેશ, શિક્ષણ તો એવું કે જેના આચારવિચારના ભોગ બીજા અનેક બને છે, એ કોમના રચાતા બંધાતા ઇતિહાસ તરફ, એમના સંમિશ્રણ તરફ એના સહશિક્ષણ તરફ તમારી વિદ્યાનાં કિરણો ફેંકશો તો એક વર્ગના પગ નીચે ચગદાતા બીજા વર્ગને કંઇક રાહત મળશે અને સાચી

34052

જ્ઞાન સેવા થશે એવો નમ્ર દાવો અહીં અસ્થાને નહિ ગણાય.

પણ ભલા! એ ક જાતમાં યે 'અ' જાત એટલે ઊંચી ગણાતી જાતમાંથી —અને ખાસ કરીને ઑક્સફર્ડ તથા કૅમ્બ્રિજ જેવા કહેવાતા વિદ્યાધામો-માંથી—દર સાલ જે જુવાન અમલદારો અહીંની રેલવેની વ્યવસ્થા કરવા મોટી ખુરશીએ આવી બેસે છે, એમના ખુદ હસ્તાક્ષરોનાં થોકડાબંધ લખાણો વ્યાકરણના નિયમોને તો રજભાર સ્વીકારતા જ નથી, તો પછી વાર્તાલાપમાં તો જે.સી. નેસફીલ્ડ કે પી.સી.રેનને ઠોકરે મારે એ તો દેખીતું છે. તેમાંના એ ક. જાતના સદ્‌ગૃહસ્થો વાર્તાવ્યવહારમાં જે ભાષા વાપરે છે એનો ખ્યાલ આ નાટકમાં શી રીતે આપી શકું? ખીચો-ખીચ ગાળાગાળીથી ભરેલી એમની અપશબ્દોથી અલંકૃત સરસ્વતીની અંગછટા—બ્લડી, ફૂલ, ડૅમ, નીગર વગેરે જૂજ અતિજૂજ પ્રમાણ સિવાય આ નાટકમાં યથાસ્થિત નથી ઉતારી શક્યો એટલા પ્રમાણમાં આ લખાણની ભાષા નબળી લૂલી અને નીરસ છે. [illegible]-સાહેબે વાપરેલી ભાષા તો સાગરમાં બિન્દુનું પ્રમાણ.

નાટકમાં સ્ટેશન માસ્તરો બે છે. એક સારો, બીજો ખરાબ. રેલવેમાં જાતજાતના સ્ટેશન માસ્તરો—પારસી, અનાવલા, વાણિયા, ગોવાનીઝ, દેસાઈ, પાટીદાર, બ્રાહ્મણ, મુસલમાન, હિંદુસ્તાની વગેરે હોય છે. કોઈ કશું પોતાને માથે વ્હોરી ન લે એટલે એમને નનામા જ રાખ્યા છે. એકને ડેપ્યુટી તરીકે ઓળખાવ્યા છે, બીજાને આસિસ્ટન્ટથી ઓળખાવ્યા છે. ડેપ્યુટી તે સારો. આસિસ્ટન્ટ તે ખરાબ.

ગુલામમહમ્મદ અને અબ્દુલ કરીમ મૂસા એ બે મુસલમાન પાત્રો પણ આવે છે. બંને સારૂં ગુજરાતી બોલે છે, એટલું જ નહિ પણ એકાદ વખત તો એમના મોંમાંથી ભગવાન બોલ પણ નીકળી જાય છે. એ સંબંધી એટલું જ જણાવવાનું કે મજૂરની જ્ઞાતિમાં હિંદુ મુસલમાનના ભેદભાવ

નથી. ઘણાં કારખાનાંઓમાં ગુલામમહમ્મદ જેવી અનેક વ્યક્તિઓ હજી હયાત છે. સાથે બેસી સૂકો રોટલો સુખસંતોષથી ખાય છે. દોડતે એન્જિને, લોખંડની બાજોઠે, કોલસાના ઢગ પર, એન્જિનની પાછલી ટાંકી પર સાથે ખાતાપીતા હિન્દુ મુસલમાન જિજ્ઞાસુ આંખને ઓછાં નજરે નહિ પડે. ઢોરની લાવ લઈ જા કરનારા મૂસા જેવા મુસલમાન રબારીઓની પશુભક્તિ રેલવેના અનેક હિન્દુ નોકરોની પાશવવૃત્તિ કરતાં અનેકગણી ચડિયાતી ઉઘાડી આંખને લાગ્યા વિના નહિ રહે. ગાયભેંસ, અને ઘોડાબકરાંના રેલવેની સૃષ્ટિમાં ગણાતા 'લાઇવસ્ટૉક' કરતાં મોટરોના 'ડેડસ્ટૉક' ઘણી ઉતાવળે અને સુરક્ષિત રીતે લઈ જવામાં આવે છે. એવી સૃષ્ટિમાં આ બે ગરીબ મુસલમાનોને તો બધામાં એકસરખો જીવ લાગે એ સ્વાભાવિક છે.

એવી વૈવિધ્યવાળી છે રેલવેની સૃષ્ટિ. પણ એમાં સૌથી વધારે કરુણ દૃશ્ય મને આગવાળાનું લાગ્યું છે. ગિરમિટિયા મજૂરો, ચાના બગીચામાં કામ કરનારા મજૂરો, કે સોના હીરા કે કોલસાની ખાણોમાં કામ કરનારા મજૂરો કરતાં તે વધારે દુઃખી નથી એ હું કબૂલ કરું છું. દુઃખીમાં દુઃખી એ નથી એ ચોક્કસ, છતાં આગવાળા તરફ આપણું ધ્યાન જોઇએ તેટલું ગયું નથી એમ મને લાગવાથી આ પ્રયત્ન કર્યો છે. બીજા વર્ગમાં એક જ રાતની મુસાફરીમાં સંજોગવશાત ઉપરનો બર્થ મળતાં શેખી કરનારા કે 'મારાથી રાતની મુસાફરી તો થાય જ નહિ', 'મને ગાડીમાં તો ઊંઘ આવે જ નહિ' વગેરે પતરાજી કરનારા બળદ, ઘોડાં કરતાં યે બેહાલ થતા એમના જેવા માણસો જ એમને ખેંચી રહ્યા છે એટલો વિચાર કરે તો જરૂર એમને નિરાંતે ઊંઘ આવે એટલા માટે પણ આ કૃતિ યોજી છે.

એમાં મુસાફરોની નપાર અગવડો અને હાડમારીનાં ચિત્રો તો રહી જ

જાય છે. તેમાં યે બાપુની સુવિધાની અને અલાયદી આપખુદીવાળી તથા ખટપટિયણુ ગાડી ઉપર તો એક અનોખું જ પ્રકરણુ થાય. એવી એવી અનેક વસ્તુઓ બાકી રહી જાય છે. એ સૃષ્ટિના એ લાંબા પટવિસ્તારમાંની અપૂર્ણ વસ્તુથોડકમાંથી બે ત્રણુ કલાકના નાટકમાં કયો વિભાગ સંપૂર્ણ બતાવી શકું? એટલે જ કહું છું કે આ નાટકની વસ્તુ કરતાં વાસ્તવિક સૃષ્ટિ અનેકગણી મોટી છે; એ તો વ્યાસ કે વાલ્મીકિની કલમે જ સુંદર કરુણુરસ પ્રધાન એક રસિક આશ્ચર્ય પુરાણુ લખી શકાય; હું ક્યાં?

વળી કોઈને આ નાટકમાં અતિશયોક્તિ નહિ જ લાગે એમ માનું છું. ગાય, ભેંસ અને બકરાંના 'રનઓવર'ના એટલે ટ્રેન નીચે કપાઈ જવાના કેટલા યે તારો ડી.ટી.એસ.ને ડી.એલ.ઓ.ની ઑફીસમાં નજરોનજર વાંચ્યા છે. પંદરેક રનિંગ શેડોમાં મહિનાના મહિના ભટક્યો છું. સો દોઢસો માઈલ એકી વખતે ખરે બપોરે ને ટાઢમાં એન્જિન ગાડીઓ દોડાવવાનો લ્હાવો લીધો છે. મેલ ટ્રેનને સ્ટાર્ટ કરવાને રેગ્યુલેટર નમાવવાની બેહુદી પણુ કરી છે. કોલસાના પાવડા તો હું મુડદાલ ઉપાડી જ કેમ શકું? છતાં એક વખત એ પ્રયોગ કરીને પણુ બાવડાં દુખવ્યાં છે. દરાવરખાનાં જોયાં છે; એમાં સૂતો છું. રેલવેના કહેવાતા મોટા ડાક્ટરોના કડવાભીઠા અનુભવો લીધા છે, જાણ્યા છે. કૅબિનોમાં સાંધા ખેંચ્યા છે, સિગ્નલો પાડ્યા છે, ઉપાડ્યા છે. કૅન્ટ્રોલ ઑફિસોમાં દોડતી આગગાડીઓનાં આકૃચિત્રામણો નિહાળ્યાં છે. ગુડઝયાર્ડમાં નંબરટેકરોની અવદશા, કૅરેજ સ્ટાફમાં 'ચીનીઅલો'ની મુસીબતો, કારખાનાંઓમાં કોલસાવાળાઓની 'ક્લીનૅનો' ક્લીનરોની હાડમારી આંખે ધરાઈધરાઈને જોઈ છે. નવાબી, જોહુકમી, વેઠ ને ખટપટો ખૂબખૂબ જોઈ છે. ઠેકઠેકાણેની—અનેકની કેફિયતો સાંભળી છે. રેલવેની સાધારણુ લાંચરૂશ્વતો તો છયોક જાણીતી વાત છે, પણ નોકરું મેળવતાં કે ગુનો થતાં નોકરું કાયમ રાખવા અને એક

પાયરીથી બીજી પાયરી પર ચડતાં મોટા સાહેબોનાં ગજવામાં સરતી રકમસાંચો કઈ અને કેવી રીતે, તેમજ ક્યાં સરી છે અને સરે છે તે પણ જાણ્યું છે. એન્જિનીઅરીંગખાતું, બ્રિજ કંટ્રાક્ટરો, ટેલિગ્રાફ ઇન્સ્પેક્ટરો વગેરેની પેટાસૃષ્ટિ વળી ન્યાળી છે. મુસાફરોની ગંદકી, નારંગીનાં છોતરાં બેઠા ત્યાં જ નાખવાં, થૂંકવું, ઓકવું, પાણી ઢોળી આખી જગ્યા બગાડવી, મોટા તાવદાન જેવા સામાનના દાગીના બનાવી બીજાઓને અગવડ કરવી, એ તો ત્રીજા વર્ગની સાધારણ વાત છે. એક બર્થ પર સૂઈને ત્રણ ખાલી છતાં રાતના ઇસ્ટાપડી ચડાવી સૂઈ રહેવું, રેલવેના નોકરોની જગ્યા પરની મૉનોપલી, બીજાને અગવડ પડે તો યે દીવો ઝગઝગતો રાખી ઊંઘમાં ડખલ કરી ગાળાગાળીભરી વાતો કર્યા જ કરવી, એ બીજા વર્ગની પણ સાધારણ વાત છે. તેમજ ગોરા કે કાળાની-પરદેશી કે દેશીની આસ્માનમાં ચઢી બેસવાની તુમાખી, મોઢા પર તરવરતો પૈસાનો છાક, મોટાઇના સર્ટિફીકેટરૂપ પોતે સંપાદન કરેલી ગાદીની બેઠકનું ગુમાન, બીજા કે ત્રીજાવર્ગના અણઘડ ઉતારૂને હાથે ભૂલેચૂકે ઉતાવળમાં ઉદ્દામવર્ગનું બારણું ઉઘાડતાં મુખારવિંદથી પ્રગટ થતાં તિરસ્કાર અને તોછડાઇ, એ પણ ઘણે ભાગે પહેલા વર્ગની સાધારણ વાત છે. એ બધી આવનવી સૃષ્ટિ જોયા પછી ઉત્તર હિન્દમાં ટાઢથી થથરી રેલવેના નોકરોને ઠૂંઠવાઇને મરી જતાં જોયા પછી, અને તાપમાંથી આવી લૂ લાગીને કારખાનામાં પહોંચતાં મરી જતા આગવાળાઓ જોયા પછી—અને એવા અનેક દાખલાઓનો અહીં સરવાળો ક્યાં કરવા બેસું?—એવી અનેક કંપારી ચઢે એવી વસ્તુઓ જોયા પછી આ નાટકમાંની વસ્તુ મને તો નજીવી જ લાગે એ સ્વાભાવિક છે; એટલે આ કૃતિમાં કોઇને વધારે-પડતું નહિ લાગે એવું મારૂં દૃઢ માનવું છે.

વળી આ નાટકના વસ્તુ માટે ઉપર જણાવેલી રખડપટ્ટી ઉપરાંત

કેટલાક સ્ટેશન માસ્તરો, ડેપ્યુટીઓ, કૅરેજ એકઝામિનરો, તેમના સ્ટાફનાં માણસો, ડ્રાઇવરો, આગવાળાઓ, ગાર્ડો, લીવરમેનો, નંબરટેકરો જુદી-ઑફિસોના કલાર્કો, તેમાં ખાસ કરીને રેકૉર્ડ કલાર્કો, સ્ટોરકીપરો, કેબિ-નવાળાઓ, કૉન્ટ્રોલરો એ સૌએ વારંવાર વાતચિતો દરમિયાન જે હકીકતો પૂરી પાડી છે એ માટે એ બધાનો અત્યંત ઋણી છું. એમાંના કેટલાક તો મારા ખાસ સ્નેહી છે, કેટલાક તો મુરબ્બી પણ છે. એ બધાનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. એમના નામની ટીપ અહીં મારે મૂકવી જ જોઇએ, પણ વ્યવહારૂ ડહાપણ ના સૂચવે છે. એ નામો મૂકું ને એમની નોકરીને જ ધોકો પહોંચે તો? રેલવેનો વહીવટ ચાડી-ચુગલીથી પૂરો ભરેલો; રજનું ગજ કરતાં વાર નહિ; ઉપરી અમલદારો-ના કાચા કાનનો લાભ લઈ નાહકનો ગરદન મરાવવામાં પણ આંચકો નહિ ખાય એવા પણ બહુ; ત્યાં એ નામો નજરે ચઢતાં જ એમના પર અમલદારોની ઇતરાજી વધારવા માટે નીકળી પડે એવી રીતે એ ભાઈ-ઓનો રોટલો જોખમમાં આણવા જેવું મારે હાથે જ કરૂં તો મારા જેવો કૃતઘ્ની બીજો કોણ? એટલે આટલેથી જ સંતોષ માનું છું.

અને હવે છેલ્લી વાત. આ નાટક લખ્યું છે ભજવવા માટે જ. એમાં પાત્રો ઘણાં છે, દશ્યો કંઇક ખર્ચાળ છે. દશ્યોમાં ક્યાંકક્યાંક ખાસ પ્રકારના અવાજ ઉત્પન્ન કરવાનાં સાધનોની મુસીબતો જાણું છું, પરંતુ દર સાલ સ્નેહસંમેલનોમાં તખ્તો બાંધવા પાછળ કૉલેજના વિદ્યાર્થીઓ જે ખર્ચ કરે છે એવી બેત્રણ રકમોનો સરવાળો કરે તો મોંઘું નહિ પડે. પહેલું દશ્ય જરા પણ મોંઘું નથી. ઝાંપો બનાવી શકાય, કૂવો બતાવી શકાય, કોટડી રચી શકાય. બીજું, પાંચમું અને સાતમું તો સહેલાં છે. ત્રીજું ચોથું કંઈ અઘરૂં નથી. ફક્ત દીવા ગોઠવવાની આવડત જોઇએ.

એક કાળો પડદો જોઇએ. દૃશ્ય બદલવા માટે ત્રણ નાનાં દૃશ્યો પૂરતા વખતનાં રાખેલાં છે. રેલવેની ખાસ સાધનસામગ્રી, બત્તી, કપડાં, વાવટા, ફર્નિચર, ટેલિફોન વગેરે ચાલુ નાટકોમાંના ભભકાદાર રાજાના જામા કરતાં મોંઘાં નહિ પડે. ધ્વનિપ્રયોગ જોકે અઘરો છે. આગગાડી આવવાજવાના અવાજ પણ કેળવાએલો કાન એ રમતમાં રજૂ કરી શકે. છતાં કોઇ ઉત્સાહી ટોળીને જે કાંઇ મુશ્કેલી નડે એનો બનતો તોડ કાઢી આપવાને હું તત્પર રહીશ. પાત્રો ઘણાં છે એ ખરૂં, પણ એક જ વ્યક્તિ હોશિયારીથી બેત્રણ પાઠ કરી શકે એમ છે. કલીનરો, મુસાફરો અને ભિખારીઓ તો તેના તે જ થઈ શકે. પાત્રોની ભાષા પૂરતા પ્રમાણમાં તળપદી નથી કરી, પરંતુ ભજવતી વખતે યોગ્ય ઉચ્ચારના ભાર સાથે કરી લેવી એવો મારો નમ્ર આગ્રહ છે. ગુલામમહમદ તો લગભગ શુદ્ધ ગુજરાતી ઉચ્ચાર જ બોલે. કારખાનામાં જાતજાતની પ્રજા–પચરંગી શંભુમેળો–એટલે ભાષા-ના ઉચ્ચારનું વૈવિધ્ય ભજવવાના પ્રસંગાનુસાર રાખવામાં વાંધો નથી. તેમજ આ નાટકમાંના સ્ટેશનને ગુજરાતનું કે બીજા પ્રાંતનું અમુક જ સ્ટેશન માની લેવાની પણ જરૂર નથી.

અને દર નાટકમાં જે કહું છું તે અહીં પણ ફરીને કહું છું કે સ્ત્રીઓનો પાઠ સ્ત્રીઓ જ ભજવે.

ગુજરાતમાં એક સુંદર અને ભવ્ય નાટ્યમંદિર બાંધવાની મારી હોંશ મેં ક્યારની જાહેર કરી દીધી છે. એ સપોરમો દિન ક્યારે આવશે— કોણ જાણે! પણ જો મારૂં મનમાન્યું નાટ્યગૃહ હોય તો આ નાટક ભજવતી વખતે શરૂઆતમાં ચાલુ નાટકશાળાઓમાં ત્રણ ઘંટડીઓ વગાડવામાં આવે છે તે ન વગાડતાં રેલવેમાં વાપરવામાં આવતા સ્ટેશન–ઘંટ જ વગાડવું;

નાટકમાંના ગીત વગેરેનું પુસ્તક પાંચસાત જણને આગલાપાછલાં મેળાં કપડાં પહેરાવીને જ એમને હાથે વેચાવ્યું; દરવાજા પર ટિકિટ ફાડનારા-ઓને સ્ટેશન ઉપર જોવામાં આવતા ટિકિટચેકરનો પહેરવેશ પહેરાવ્યો; તેમના હાથમાં એકએક સાણસી-પંચ આપ્યું; અને નાટકની ટિકિટો રેલવે ટિકિટો જેવી જ નહિ બનાવું? રાગાવરણ જેવો ઢોલક સાથે ગાઇ શકે તે હાર્મોનિયમને તો તિલાંજલિ આપું. મારું પોતાનું નાટકગૃહ હોય તો. હો—શું શું નહિ કરું?

ચન્દ્રવદન મહેતા

# શબ્દસૃષ્ટિ

[શબ્દકોષ ફક્ત સાહિત્યની દુનિયાનો જ હોતો નથી. સાહિત્યની સૃષ્ટિમાં પણ કેટલીક સાહિત્યની કૃતિઓમાં પાછળ એમાં લેખકે વાપરેલા ભારે શબ્દોના અર્થ આપવામાં આવે છે. અને ઘણીવાર તો એ અર્થમાં અપાતા સહેલા શબ્દો મૂળ કૃતિમાં વાપરવામાં આવે તો કૃતિ વધારે સારી થાય. પરંતુ અહીં એથી ઊલટો ક્રમ છે. સાહિત્યની દુનિયામાં તેમ જેલ દુનિયામાં, મીલ દુનિયામાં, આગગાડીની દુનિયામાં સૌસૌનો ખાસ શબ્દકોષ હોય છે. એમાંના કેટલાક શબ્દોનો ઉપયોગ નાટકના વાતાવરણ માટે આવશ્યક હોઈ ખાસ કર્યો છે; અને તેથી તેમની સમજૂતી અહીં આપવી જરૂરની લાગી છે.]

દરાવર: ડ્રાઈવર, એન્જિન ચલાવનાર.

લાઇટ ઍંજીન: ભાર વગર એકલું દોડતું એન્જિન.

દરાવરખાના: ડ્રાઇવરોને રાતવાસો કરવા બાંધેલું મકાન.

કૉલબૉય: ડ્રાઈવર વગેરેને કોને કઈ ગાડી લઈ જવાની છે તે કહેવા જાય એમને બોલાવવા જાય, રાત્રે જગાડવા જાય, વગેરે કામો કરનારો કારખાનાનો નોકર.

ટનટેબલ: ટર્નટેબલ. એન્જિનનું મોઢું એક દિશામાંથી બીજી દિશામાં ફેરવવાનું, ગોળ ખાડામાં પાટા નાખી તે પર પૈડાંવાળું ફરતું ટેબલ.

લોકો: Loco. આગગાડીની સૃષ્ટિમાં મુખ્યત્વે બે ભાગ હોય છે. લોકો અને ટ્રાફિક. પછી એન્જિનીઅરિંગ, મેડિકલ વગેરે. ટ્રાફિક તે સ્ટેશન અને તેને લગતો વહીવટ કરનારું ખાતું. લોકો—તે એન્જિનની

સાફસૂફ, મરામત કરનારૂં ખાતું. ડ્રાઇવરો, આગવાળાઓ, સફાઈવાળાઓ એ બધા એ ખાતાના જંતુઓ છે.

ડી. એલ. ઓ.: તે ડિસ્ટ્રિક્ટ લોકો સુપરિન્ટેન્ડેન્ટનું ટૂંકું નામ. અમુક ભાગના લોકો ખાતાનો ઉપરી.

ડી. ટી. એસ.: ડિસ્ટ્રિક્ટ ટ્રાફિક સુપરિન્ટેન્ડેન્ટ. ટ્રાફિક ખાતાનો ઉપરી. કેટલેક ઠેકાણે આ બંને ખાતાં એક જ ઉપરી હેઠળ પણ હોય છે. ત્યાં ટ્રાન્સ્પોર્ટ સુપરિન્ટેન્ડેન્ટ કહેવાય છે.

એક્ષ. ઈ. એન.: એન્જિનીઅરિંગ ખાતાનો તેનો ઉપરી એક્ઝિક્યૂટિવ એન્જિનીઅર.

ટી. આઈ.: મુસાફરી કરતાં જે ટિકિટ તપાસવા નીકળે છે તે સાહેબ ટિકેટ ઇન્સ્પેક્ટર.

બી. આઈ.: પૂલનો તપાસનાર બ્રિજ ઈન્સ્પેક્ટર.

સુપર હીટર: એક જાતનું સારી ચાલવાળું અને વધારે શક્તિવાળું એન્જિન.

કપ્લિંગ: બે ડબ્બાઓને જોડે છે તે સાંકળ.

બફ્ફર: ડબ્બાની આગળપાછળ જે ગોળ ધક્કા લગાવેલા હોય છે તે.

ડેડ એન્ડ: પાટાને છેડે આગળ નહિ જવા માટે ઊંચો બાંધેલો ધક્કો.

કૅબિન: ખરૂં પૂછો તો આગગાડીની સૃષ્ટિનું હૃદય, જ્યાં પાટાના સિગ્નલના સાંધા ગોઠવેલા હોય છે. એ લીવરની ખેંચાખેંચમાં ભૂલ, તો ગાડીનું સત્યાનાશ! ગાડીને એક પાટા પરથી બીજા પાટા પર લઇ જવી, ઊભી રાખવી—બધું એ નાના મકાનમાં કામ કરનાર કૅબિનમૅનના હાથમાં.

ટ્રેક સરકીટ: ટૅકટસરકીટ. કૅબિનમાં વીજળીની એવી કરામત કે એક પાટા પર દૂર એન્જિન કે ગાડી ઊભી હોય તો તેની સામે જવાને બીજી

ગાડી માટે કોઇપણ જાતના સિગ્નલ પડી જ નહિ શકે—એ સાંધો ચસી જ નહિ શકે, તે. સલામતી માટેનો એક સુંદર ઉપાય.

કન્ટોલ: કૉન્ટ્રોલ. એક મુખ્ય ઑફિસમાં ગામેગામના સ્ટેશન માસ્તરો સાથે ટેલીફૉન ગોઠવેલા હોય છે, જ્યાંથી અમુક ગાડી ક્યાં અને કેમ દોડશે એની આખી દેખરેખ અને જુમ્મેદારી રાખવામાં આવે છે.

રનિંગ શેડ: એન્જિનો રાખવાનો મોટો તબેલો, કારખાનું.

લુપ લેન: લૂપ લાઇન બાજુ પરનો પાટો.

મેનલેન: મેઇન લાઇન—મુખ્ય પાટો.

પાઇલોટ: સ્પેશિયલ દોડવા અગાઉ પાટા સલામત છે કે નહિ તે તપાસવા આગળ દોડે તે એન્જિન. એ સાથે એકાદ અમલદારનું સલુન હોય છે.

ફોરમેન: રનિંગ શેડનો ઉપરી.

સંટર: શન્ટર સ્ટેશન ઉપરના ગુડઝના ડબ્બા અહીંથી તહીં ધસડી મૂકનાર એન્જિનવાળો. ફાયરમૅન, પછી શંટર, પછી ડ્રાઇવર એમ ચડતી પાયરીએ જઇ શકાય છે.

શૉપ: વર્કશૉપ. જ્યાં એન્જિનોને સમારવામાં આવે તે.

ટેચર: સ્ટ્રેચર, માંદા કે જખમીને લઈ જવાની પાયા વિનાના ખાટલા જેવી ઝોળી.

ધક્કો: ડેડ એન્ડ.

કોપરેટી: કોઓપેરેટીવ સોસાએટી.

# સ્થળ—સમય

નાતાલની રજાના ત્રણ લાગટ દિવસો • શનિની સાંજથી સોમની સવાર સુધી

## અંક ૧

### શનિવાર

પ્રવેશ ૧ • આગવાળાની કોટડી — સાંજ
પ્રવેશ ૨ • કારખાનાનો ભાગ — રાત
પ્રવેશ ૩ • વેઇટિંગરૂમ — મધરાત

## અંક ૨

### રવિવાર

પ્રવેશ ૧ • સ્ટેશન માસ્તરની ઑફિસ — બપોર
પ્રવેશ ૨ • રસ્તો — સાંજ
પ્રવેશ ૩ • પ્લૅટફૉર્મ — રાત

## અંક ૩

### સોમવાર

પ્રવેશ ૧ • પ્લૅટફૉર્મ — પાછલી રાત
પ્રવેશ ૨ • રસ્તો — પરોઢ
પ્રવેશ ૩ • આગવાળાની કોટડી — સવાર

# અંક ૧ . . . પ્રવેશ ૧

## પાત્રો

બાપજી, રૂપી, તારણ, રામચરણ બૈયાજી, જોન્સ
સાહેબ, ટૉમબૉય, ડે. સ્ટેશન માસ્તર, સ્ટોરકીપર

સાંજનો વખત. સામે, રેલ્વે ફાટક માટે હોય છે એવા બે બંધ દરવાજા જણાય છે; એમાં એક ઉપર લાલ બત્તી દેખાય છે. એક બાજુ કૂવાની પાળ ઉપરથી એક આડી નળી જણાય છે, એમાંથી સહેજસાજ ધુમાડો પણ ઠીક નીકળતો દેખાય છે. બીજી બાજુ બે કોટડીઓ, સામી નહિ, પણ કૂવા તરફનાં બારણાં પર એવી રીતની, આવેલી છે. કોટડીઓની બાજુમાં પાછળ સાહેબો માટે ટેનિસકોર્ટ છે એ ટપ્પી લેવાતું છે.



[‘ગોલી, છોકરા–ગોલી! ગોલી! એઈએઈ બ્લડી, જલ્દી જલ્દી’-ના અંદરથી અવાજ આવ્યા કરે છે, ને તખ્તા પર ટેનિસનો દડો આવે છે તે છોકરો લેવા આવે છે ને લઈ જાય છે. એક દડો પાસેના કૂવામાં આવીને પડે છે ને છોકરો નિરાશ થઈ જોયા કરે છે. અંદરથી ટેનિસની રમતની બૂમો સંભળાયા જ કરે છે. રૂખી પાણી ભરીને આવે છે ને ખાલી ઘડે પાછી જાય છે. એ એમ ફેરા ફર્યા જ કરે છે. હાથમાં ટેનિસ રૅકેટ સાથે જોન્સ સાહેબ પ્રવેશ કરે છે.]

જોન્સ: તુમ દેખા કાયકુ નહિ? હં! યુ બ્લડી—

નારણ: સા’બ, ઇસમે ગિર ગયા.

જોન્સ: બટ તુમ દેખા કાયકુ નહિ? ડૅમ, જાઓ અંદર કૂવે મે, ઔર લેકર આઓ, બદમાશ!

[રૂખી આવે છે, સાંભળે છે.]

રૂખી: અલ્યા શું છે નારણીઆ?

નારણ: કંઈ નહિ બા! એ તો સા’બની દડી કૂવામાં પડી ગઈ છે તેથી.

રૂખી: તે તેં ફેંકી’તી અંદર?

નારણ: ના બા! હું ફેંકુ કંઈ? એ તો સા'બને ફટકે જ અહીં આવી ને હું લઉં તે પહેલાં તો કૂવામાં પડી.

જોન્સ: ઓ જૂઠ બોલટા હય, બદમાશ! ગદ્ધા.

નારણ: ના, મા, એ—

જોન્સ: ચૂપ રહો, ચૂનીગર! ગિરા ટો દેખા કાયકુ નહિ, જંગલી! (પકડીને રૅકેટથી બેચાર ફટકા લગાવી દે છે.) અભી અવાજ કરતા હે? (રૂખી જોઈ રહે છે.) કયાં, ટુમારા છોકરા હય? (જરા રૂખીની નજીક જાય છે.) હુંઅં, બોલટા નહિ કાયકુ? અભી જાને દેટા હય, નહિ તો ફાઈન કરટા અમ. (નારણને) જાઓ ટુમ. (રૂખી પણ ચાલી જાય છે.) બ્લડી ફાઈન વૂમન! (આંખ મારતો જોઈ રહે છે અને સીસોટી વગાડતો ચાલ્યો જાય છે.)

[બાધર આવે છે. ખાંધે કંડીઓ છે. તદ્દન મેલાં, ફાટેલાં, કાળાં કપડાં, થાકીને લોથપોથ.]

બાધર: રૂખી! ઓ રૂખલી!

રૂખી: (પાછળથી આવી) એ લ્યો, આજે તમારા નારણને પેલા સાયબે માર્યો.

બાધર: કોણે, કયા સાહેબે?

રૂખી: એણે સ્તો. એ આમ જુઓ, પણે બેઠો તે. હમણાં રમતા'તા તે ત્યાંથી દડો ઊછળી અહીં આયો, ને કૂવામાં ગ્યો તેમાં બચારા નારણને ઝપેટી નાખ્યો

બાધર: એ તો અમારો જોન્સ સાહેબ!

રૂખી: એ જોન્સ કે બોન્સ, વગર વાંકે મારછ શેનો?

બાધર: ચલ હવે, હશે; રોટલો લાય. એનું શું થાય? ઓ રામ! કોલસા નાખતાં નાખતાં આજ તો બાવડાં રહી ગયાં છે, રૂખી! જાણે

છ? એ જોન્સ તો અમારો દરાવર.

રૂખીઃ દરાવર રહ્યો એને ઘર. એથી, એમ છોકરા મારવાના? આજની વખત ઠીક છે, હવે એ નહિ વેઠાય. આ કંડીઆમાં શું લાયા છ?

બાધરઃ એ તો ફ્રૂટ છે. ઉઘાડીશ મા!

રૂખીઃ કાં? છોકરાંઓ માટે?

[ઉઘાડવા જાય છે.]

બાધરઃ હા તો! છોકરાંઓ માટે!! ખોલીશ નહિ, એ તો હમણાં મોકલી આપવાનું છે.

રૂખીઃ કોને તે?

બાધરઃ હવે તું મને રોટલો દઈશ, કે માથાં ઝીકયા કરશે? બાર કલાકનું નોકરૂં કરી આવીએ તો યે અહીં આ રકઝક. મેલ રોટલો, હું કૂવે નાહી આવ છ. અને કંડીઆને અડીશ નહિ, સાહેબને મોકલવાનું છે. આ નાતાલ કની, તે જાણુતી નથી?

રૂખીઃ કિયા સાહેબને? દિવાળી જેવી દિવાળી ગઈ, તો ય છોકરાં-ઓએ ખાંડનો કડકો જીભે નથી ચાખ્યો, કે નથી એક ફૂલકણ દીઠું; ને આ મૂઆ સા'ભને આવડા કંડીઓ! એમની દિવાળી ને આપણી હોળી!

બાધરઃ બસ હવે; તું ન સમજે, મૂરખ! કંડીઓ જશે તો બે પૈસા વધારેની આશા. પૂછ રામભૈયાને.

[પડોશી રામચરણ આવે છે.]

રામચરણઃ ક્યા હે બાઈ?

બાધરઃ કુછ નહિ ભાઈ, એ તો આ આપણી ફ્રૂટની વાત. બારબાર કલાક અંજિનમાં કોલસા નાખ્યા કરીએ તો માંડ આઠ આના રોજ મળે છે. તેમાં સા'ભની મેરબાની થાય તો વળી દશ આના થાય, તેનો આ કંડીઓ આણ્યો છ. છોકરાંઓને માટે જ ને? શું કરીએ? આટલું

પણ ઓછું પડશે. હજી તો બીજી બે બાટલી પણ આણવી છે, પણ એટલા પૈસા ક્યાં છે? અને રૂખી બૂમો પાડે છ;—લે હું નાહી આવું.

રામચરણ: એ તો બાઈ! રેલવઈ કી બોલબાલા હૈ. હમેરે ડીપાટ મેં ભી ઐસા હિ ચલતા. ઉસકી નાતાલ આઈ તો દસબીસ બાટલ ભેજના હી પડતા. સબ રેલવઈ બાટલ સે હી ચલતા.

રૂખી: પણ ભૈયાજી! આ તમારૂં તો હજી દેવું પત્યું નહિ, ત્યાં તો આ બીજું કરીને લાવ્યા હશે.

રામચરણ: અરે બાઈ! હમારા દેવા તો ઠીક હૈ. ઉસકી પરવા મત કરો, સબ રેલવઈ ઐસી. એ નાતાલ મેં દેખો તો એ સબ ડીટીએસ, ડીએલઓ, એકસીએન સાબ ઓર ઓ બડા ડાક્ટર સબ નાચરંગ કરેંગે, બોટલ પીએંગે ઓર જુગાર ભી ખેલેંગે. સબ દરાવર લોક ઓર મડમ-સા'બ સબ ધૂમ મચાયેંગે. કૌન કિસકી ઓરત વો બી ભૂલ જાએંગે. ઓર એ સબ મઝા સારી લેન પર અપના પગાર મેં સે નીકલેગી. તુમ જાઓ બાઈ, બાધર કુ રોટલા દો. અચ્છા, જે રામજી કી; મૈં ભી થોડા પકા લેતા હું. રાત કુ આજ ઇસ્પીસલ જાને વાલે હૈ. ઇસ્ટેસન માસ્તર સા'બ આજ નહિ આયા અભી?

રૂખી: ના, દેખ્યા નથી હજી. બાકી અત્યારે તો રોજ આવી જાય છે.

રામચરણ: આજ નારણ ભી નહિ આયા ક્યા? રાત હો ગઈ ને?

રૂખી: એ...તાં, ટેનસની જાળી લપેટે. જોન્સ સા'બે આજ નાતાલની બોણી આલી દીધી.

રામચરણ: ક્યા કિયા બાઈ?

રૂખી: પડખા પર બેચાર ફટકા દઈ દીધા બાપજી!

રામચરણ: અરે રામ રામ! વો સાલા જનાવર જોન્સ ઐસા હી કમબખ્ત હૈ. (બંને અંદર જાય છે.)

[નારણ આવે છે, કંડીઓ જોઈ ઉઘાડે છે ને એકાદ નારંગી કહાડી ખાવા માંડે છે. ખાતોખાતો અંદર જાય છે.]

રૂખીઃ (બહાર ધસી આવતી) એ નાં ખા, નારણીઆ! નાં ખા! તારા બાપા જોશે તો બૂમ પાડશે.

નારણઃ કેમ મા, આ આપણું ન્હોય?

રૂખીઃ આપણું હોય બેટા? એ તો લાંચ, તારા બાપા કહેતા હતા, સા'ભને મોકલવાની. અડીશ નહિ એ ઝેરને.

નારણઃ કિયા સા'ભને?

રૂખીઃ હશે કોઈ કાળમુખો.

[કંડીઓ બરાબર વગે ઢાંકતી રૂખી ઓટલે બેસે છે.]

નારણઃ ખાઇને મા, મારે હમણાં પાછા જવાનું છે.

રૂખીઃ રાત પડી ને હજી શું છે? અંધારે હજી સા'ભડા દડા રમવાના'તા?

નારણઃ આજે એમની દિવાળી શરૂ થાય છે, તે મજબાની છે.

રૂખીઃ હા, હા; આ કંડીઓ એની જ મોંકાણ છે તો. લે, તારા બાપા ન્હાઈ આવે ને તું બેસી જજે; જો ભૂખો ન રહેતો. ને રાતે એ કાળમુખા લોકના વધેલા એંઠા ટુકડા ખાતો નહિ. જા, તુંયે ટાંકીએ ન્હાઈ આવ બેટા!

[નારણ જાય છે.]

એ મૂઆ સા'ભડા તે કેટલુંક ખાશે? ને આવો તે કંઈ એક કંડીઓ જશે? બચારા નારણે છ મહિનાથી એક કોહ્યું કેળું પણ નથી જોયું. લાવ થોડું સંતાડી દઉં, બચારાને કાલે કામ લાગશે.

[કંડીઓ ઉઘાડે છે, થોડાંક ફળ ઘરમાં મૂકી આવે છે. ત્યાં રામચરણ ભૈયો બહાર આવી—]

ભૈયોઃ નારણ આયા ક્યા?

રૂખીઃ ઓવે; એ ... ટાંકીએ ના'વા જાય.

ભૈયો: ઓ—દેખો એ ઇસ્ટેસન માસ્તર સાહબ ભી આ રહા, બાઈ! ઓ કભી ચૂકનેવાલા નહિ. આખી રેલવાઈ મેં એેસા અચ્છા આદમી કોઈ નહિ. સીઇધા ચલનેવાલા. કલબ બલબ કુચ નહિ. યાંહી કલબ ઇસકી. નહિ લાયબરી, નહિ ઇનસ્ટીટ્યૂટ.

રૂખી: અરે હા રે; બહુ ભલા. ભગવાન એનું ભલું કરો!

ભૈયો: ભગવાન ક્યા ભલા કરે ઇસકા? ભલાઈ હી ઐસી ઇસકી કે ઇસકુ પગાર મેં બઢતી ભી કદી નહિ મિલતી.

રૂખી: કેમ જે?

ભૈયો: ઓ સીધી લાઇન કા આદમી. નહિ કીસીકી સલામ કરને-વાલે, નહિ બાટલ ભેજનેવાલે. ઇસસે તો અભી રીટાર હોને કી ઉમર હુઈ તો ભી ડીપોટી મેં પડા રહા.

[ડે. સ્ટેશન માસ્તર આવે છે.]

ભૈયો: આઇયે, જે રામજી કી માસ્તર સાહબ!

ડે. માસ્તર: કયું? બાપરજી નથી કે?

[કૂવાની પાળે બેસે છે.]

રૂખી: એ હમણાં જ આયા ને ના'વા ગ્યા.

ડે. માસ્તર: ને નારણ?

રૂખી: એ યે ગયો એના બાપ સંગાથે ના'વા.

[દરમ્યાન ભૈયો અંદર જઈ પાણીનો લોટો ભરી લાવી આપે છે]

ભૈયો: લો સાહબ.

માસ્તર: લાવ ભાઈ! (પાણી પીએ છે) આજ તો રાતના ધમાલ થવાની. અને દિવસના તો જરા પણ ઊંઘ આવી નથી.

ભૈયો: હાં સાહબ! અભી ટ્રાફિક ઐસા હી ચલતા.

ડે. માસ્તર: અરે ભાઈ એક સ્પેશિયલની ધમાલ છે આજે. આખી

રાત હેરાન થવાનું છે. આજે અહીં જ બેસવું છે. લાંબે ફરવા નથી જવું.

રૂખીઃ અરે બાબાપ! બેઠો તો તમારૂં ઘર છે. આ તમે આટલા આવો છો, તો બેઘડી વાતો થાય છે ને મન મોકળું થાય છે; બાકી આ રેલવે તો જીવ લેવા બેઠી છે.

ડે. માસ્તરઃ અરે, જીવ લે તો તો સારૂ સ્તો. પણ આ તો જીવતાં મારે છે.

બેયોઃ મૈં જરા રોટી પકા લઉં સાહબ?

ડે. માસ્તરઃ હા ભાઈ હા, તારૂં કામ આટોપી લે. રેલવે કંઈ તારે માટે થોભવાની નથી. હમણાં ડ્યુટીનો ટાઈમ થશે. [અંદર જાય છે.]

રૂખીઃ તે માસતર સા'બ! આ રેલવઈમાં બધે આવું જ? એ મૂઆ બારબાર ને ચૌદચૌદ કલાક નોકરૂં કરાવે તે વધારે માંણહો શા હારૂં નહિ રાખતા હોય?

ડે. માસ્તરઃ એ તો છે સ્તો; વધારે માણસ રાખે તો નોકરોને ઓછા કલાક કામ કરવું પડે. પણ વધારે માણસોનો પગાર કોણ આપે?

રૂખીઃ કેમ કોણ આલે? કંપની સરકાર આલે—

ડે. માસ્તરઃ હા, તો પછી સાહેબોનાં ગજવાં કેમ ભરાય? એમને કંઈ ઓછો પગાર ચાલે?

રૂખીઃ ઓય રામ! તે સાહેબતા વિના બીજા કોઈ એ કામ ના કરી હકે?

ડે. માસ્તરઃ અરે બેન! એ વાતમાં જ કાંઈ માલ નથી. કરવું હોય તો બધું ય થાય. આપણા હિંદીઓને ઑફિસરો બનાવે તો એ બિચારા તો એમના કરતાં અરધા પગારે રાજી થઈને કામ કરે. કંપનીને નફો પણ સારો થાય વધારે માણસો પણ રોકી શકાય અને આ બારબાર કલાક-ના ધૂંસરામાંથી પણ નીકળાય. પણ એને તો કંઈ કરવું જ નથી.

રૂખીઃ પણ એનું કારણ, બાપજી?

ડે. માસ્તરઃ કારણ શું વળી . . . વિલાયતમાં એના મામામાશીના છોકરાઓ હોય કની? તેને પછી ક્યાં નાખવા? અમારે માથે જ્યાં એક સાહેબ જોઈએ ત્યાં અગિયાર સાહેબ છે આજે.

રૂખીઃ સત્યાનાશ જાય એમનું. આ બાધરજીના હાલ તો જુઓ છો ને? જ્યારે એંજિન પરથી આવે છે ત્યારે ઢગલો.

ડે. માસ્તરઃ અરે આગવાળાની નોકરી એ કંઈ મશ્કરી છે? કામના પ્રમાણમાં પગાર જુઓ તો કોડીનો.

રૂખીઃ બાપજી; એનો કાંઈ ઉપાય જ નહિ એમ?

ડે. માસ્તરઃ અરે થાય તો બધું યે, પણ આપણામાં સંપ જોઈએને? આજે તો હું તમારા ગળા પર છરી ફેરવું ને તમે મારા ગળા પર ફેરવો એવા હાલ છે. જ્યાંત્યાં ચાડી ને ચુગલી. કોઈ પોતાનો સ્વાર્થ પણ સમજતું નથી. એમાં આપણા ખૂરા હાલ થતા જાય છે. બાકી મગદૂર શી છે કે આવી સ્થિતિ રહે. બ્હેન! એમાં આપણા લોકનો પણ કંઈ ઓછો વાંક નથી તો.

[બાધર આવે છે, રૂખી અંદર જાય છે.]

ડે. માસ્તરઃ કેમ બાધર! શું આવ્યો?

બાધરઃ ફોરટી વન ડાઉન સા'બ! આ હમણાં આયો ને નાઇને આઇલો આવું છ. બહુ દા'ડે ભેગા થયા!

ડે. માસ્તરઃ હા, હું તો રોજ આવું છું. પણ તારી નોકરી ખરાબ. રાતપાળી પરવડે, પણ આમાં તો શરીર તૂટી જાય.

બાધરઃ સા'બ, આવા વખતમાં બીજું શું થાય? જીવીએ છીએ એ જ ભગવાનની મહેરબાની. આ તમે છો ને આટલી માયા રાખો છો એ જ બસ છે.

માસ્તરઃ અરે ભાઇ, શાની મહેરબાની? શું લઈ જવાના હતા સાથે? આ રેલવેની નોકરી કરતાં ત્રીસ વરસ થયાં, અને આ પટ્ટા છીએ ત્યાંથી આપણને કોઈ ખસેડવાનું નથી. તેમ આપણે કાંઈ વધારેનો મોહ હવે છે પણ નહિ. આબરૂભેર ઘર જઈએ એટલે બસ.

બાધરઃ હા સા'બ, એ જ બસ. તમારા જેવા સારા માણસની કંપનીને કાં પડી છે? બાકી તમારી પછીકના તો કંઈક ટેસનમાસ્તર થઈ ગયા, ને તમે હજી ડેપુટીમાં જ; એ કંઈ ઓછો જલમ છે? ઠીક છે બધું સા'બ!

ડે. માસ્તરઃ હા ભાઈ, હા! આ કાજળની કોટડીમાંથી અણીશુદ્ધ બહાર આવીએ એટલે ગંગા નહાયા. બાકી રેલવેમાં આબરૂ; ન્યાય ને સચ્ચાઈ હવે રહ્યાં નથી. તું હવે નીરાંતે રોટલો ખા ભાઈ. હું જાઉં. મને યે આજે ઠીક નથી. કહાં ગયે ભૈયાજી, જે રામજી કી!

ભૈયાજીઃ (બહાર આવી) હાં સાહબ, જે રામજીકી, જે રામજીકી.

બાધરઃ સાહેબજી સાહેબ, આવજો.

[માસ્તર જાય છે.]

બાધરઃ બહુ ભલા માણસ જો. કોઈનું પણ કામ કરી છૂટે. લાઈન પર આવા પરગજુ બહુ થોડા, હં.

ભૈયાજીઃ બડે ખાનદાન આદમી હૈ. નહિ કીસીકી ખટપટ. આપ ભલા અપના કામ ભલા. વો દુસરા આસિટંટ હૈ, વો તો કુત્તા કા અવતાર જેસા હૈ. ઓર યે દેખો, કયસા ભલા આદમી!

બાધરઃ હાં, લ્યો ચાલો રોટલો ખાઈ લઈએ. (નજર કંડીઆ પર જતાં) એ આ કોણે ખોલ્યો, કંડીઓ?

રૂખીઃ (બહાર આવી) કંઈ નહિ—કોઇએ નથી ખોલ્યો. લ્યો બાંધી આપું હવે, બૂમો ના પાડો.

બાધરઃ અરે પણ મૂરખી! અડધો ખાલી જોશે તો સા'બડો ખીજાશે. તું સમજે નહિ.

રૂખીઃ હવે થયું શું? બે નારંગી આ નારણીઆ માટે રાખી લીધી તો? ક્યારે કદી છોતરૂં યે જોવા પામ્યો છે બચ્ચારો? ને સા'બડાને શી ખબર પડવાની હતી જે? આવા તો કેટલા યે કંડીઆ જતા હશે.

બાધરઃ અરે જાય તો ઘણા યે, એટલે જ તો એને ખબર પડે ને?

રૂખીઃ કેમ?

બાધરઃ એ મૂઆ તો ગણે, ને પછી વેચી ખાય!

રૂખીઃ હાય બાપ!

બાધરઃ બાટલી હોય તો બે ભેગા મળી પીએ ને વધારે હોય તે એના ઉપરીને મોકલાવે. એ કંઈ ઓછા જ દકાળમાંથી આવેલા, તે બધું ખાય?

રૂખીઃ લ્યો ચાલો, હમણાં બેસો છો, કે નારણીઓ આવે ત્યારે?

બાધરઃ હજી નથી આવ્યો?

રૂખીઃ એ યે આવીને તમારી પાછળ જ ના'વા ગયો ને? ને પાછો જવાનો છે. નાતાલ છે, એમ કહેતો હતો.

બાધરઃ વારૂ આવવા દે; ચાર દા'ડે ભેગાં મળીને ખાઈશું. વળી પાછા લેન પર ગયા તો કોણ જાણે. એ બચારાને જોન્સ સા'બે ખૂબ માર્યો.

[દરવાજા તરફથી હાથમાં ચત્તી લઇ કૉલબૉય આવે છે.]

કૉલબૉયઃ એ બાધરજી ... જવાનું છે.

બાધરઃ કોણ, કૉલબૉય? વળી શું છે?

કૉલબૉયઃ તમારે જવાનું છે રાતની ગાડીએ.

બાધરઃ કાં, જાનમમાં? નથી જવું!

કૉલબૉયઃ પણ નહિ ચાલે; ઇસ્પીસલ છે લાટ સા'બની. ગોરા આગવાળા કોઈ નથી આજે. જેનિંગ, સ્મિથ, ડીમેલો, બાદિન બધા નાચવા

ગયા. વિલ્કીને અત્તારે ચઢાવેલો છે. દરાવરખાનું આખું ખાલી! પહેલા આગવાળામાં તમે ને બીજામાં કોઇને તૈયાર કરવાનો. મુકાદમ શોધવા ગયા છે.

બાધરઃ અલ્યા પણ આ હું હમણાં તો ગાડી છોડીને ચાઇલો આવું છ ને આ અંગ પરથી મેશ ઉતારીને બેઠો ને તું આવ્યો! હું નહિ જાઉં!

કૉલઑયઃ મુકાદમ ખીજાશે બાધરજી! ને દા'ડો કાપશે તે જુદો.

બાધરઃ પણ અંડરેસ્ટ કેમ જાઉં? આ બાવોક તો રહી ગયા છે. અને બીજો આગવાળો કોલચા જેવો. આખી રાત કોલસા ભાગીભાગીને હાથ દુખ્યા છે ને શગનલ જોઇજોઇને આંખો દુઃખી. ના, ભાઈ ના—

કૉલઑયઃ તે કાંઈ છૂટકો છે? ગાડી તમારે લીધે કાંઈ અટકી રહેશે? આડર છે તે જવું જ પડશે. લ્યો સહી કરો.

[રૂખી બાહાર આવી ઊભી રહી સાંભળે છે.]

બાધરઃ ના બાપજી ના, નેમ પરમાણે તો મને ચોવીસ કલાકનો રેસ્ટ જોઇએ ના? એ આખી રાતના ઉજાગરા, ખાધાનાં ઠેકાણાં નહિ. આકે દા'ડે એક રાત તો ઘરભેગો રહેવા દો!

કૉલઑયઃ બાધરજી! ભૂંડું થશે, હો! મુકાદમ જાતે આવશે તો ભારે થશે. આજે કોઈના મગજનું ઠેકાણું નથી; એ બી પાછો છોટો ચાલીને બેઠો છે.

રૂખીઃ તો શું થયું? એ નહિ આવે. જરા જંપવા તો દો. ઊભા રહેવાની તો ગત નથી એમનામાં. કંપની શું આલીને ભારો બંધાવી દેવાની હતી જે! અરે, કાલે મારો નારણ ઠૂંઠિયું લાકડું લેવા કારખાને ગયો તેમાં તો તમે બધા એને ખાઈ ગયા; ને આ સા'ભડાઓને ત્યાં ટોપલેટોપલા કોલસા ને બળતણ જાય એનું કંઈ નહિ?

કૉલઑયઃ હવે રૂખીબેન, એ બધી આડી વાતો અહીં ના કરો. આ તો રેલવે છે. લૂંટે તેનો માલ, ને પકડાયો એ ચોર. નારણને ના

કહેવામાં હું નહોતો ત્યાં.

રૂખીઃ તું નહિ હોય, ભાઈ, તો બીજો, પણ કોક તારા જેવો જ કારખાનાવાળો. ટૂંકિયે લાકડે કંપની ભીખ નહોતી માગવાની. ખરે બપોરે આજે એક ઘાસલેટનો ડબો ડીલો સા'બને બંગલે જતો મેં દેખ્યો અને અહીં તો પૂમડું પલાળવાને ય તેલ નથી! ભાઈ, મને વધારે ના બોલાવ.

કૉલબૉયઃ હશે રૂખીબોન, બસ હવે, એ વાત પડતી મૂકો; હજી મારે બાર બંગલે રખડવાનું છે. બાધરજી, સહી કરો. બે વાગે ફોર ટુવેન્ટી ટુ માં આગ નંખાશે. ઇસપીસલનો ટેમ થ્રી બરાબર. અડધી રાત એક ઊંઘ કાઢી નાંખજો.

બાધરઃ ના, ભાઈ ના, મને ના સતાવ; હું નહિ જાઉં.

કૉલબૉયઃ જવું પડશે, બાધરજી! અંહં, કંઈ આ ફરટના કંડીઆ આણ્યા છે? પૈસા ક્યાંથી લાવશો? હજી તો કોપરેટીનું તમારું કંપનીને ભરણું બાકી છે. ને નોકરૂં ગુમાવશો તો આજને દા'ડે કોણ તમને આલ-વાનું છે! લ્યો, કરો સહી; કે કરી દઉં હું? અંજીન પણ સરસ છે. એચ ક્લાસ, ફોર ટુવેન્ટી ટુ! લ્યો ચલો.

બાધરઃ દરાવર કોણ છે?

કૉલબૉયઃ હજી નક્કી નથી. અહીંથી પછી ત્યાં જ હીંડ્યો. ઘણે ભાગે તો જોન્સ સા'બનો ટન આવશે.

બાધરઃ જોન્સ સા'બ! નહિ નહિ, કૉલબૉય પાછો જા; હું નહિ આવું. ઓ ભગવાન! નોકરૂં નથી કરવું મારે. આખી લેન જોતાં ડોળા ફાટી જાય, કોલસો નાખવાનો તે જૂદો. અને લેન કુલીઅર લેતાં દમ નીકળી જાય છ ભાઈ! હજી છાતીમાં દુખાવો તો પૂરો બેઠો ય નથી. પવનની સામે છાતી દુખી જાય છ. ના ભાઈ, ના!

કૉલબૉયઃ પણ ઇસિપતાલમાં જઈ આવીએને, ભલા માણસ!

રૂખી: કાં ઇસપતાલ જાય ? હજી આવ્યાને તો વાર નથી થઈ. અને જોઈ તમારી ઇસિપતાલ ! આખી સવાર બે કલાક તડકે તપવું પડે ત્યારે દાક્તરને ફુરસદ મળે છે ને તપાસે ના તપાસે ને કાગળીયું ઘસડી આલે. રોગ શું છે એ તો પૂછતો પણ નથી.

[રામચરણ બહાર આવે છે.]

રામચરણ: યે કયા ખિટપિટ લગાઈ હે, ઓર?

રૂખી: લ્યો જુઓ, પૂછો ભૈયાજીને ઇસિપતાલની વાત. બે દિવસથી એ પણ ત્યાં આંટા મારે છે.

રામચરણ: અરે અસપતાલ કા નામ મત લો. ઓ તો દવાઈખાના હે યા કસાઈખાના ? ઉધર જાતે વો કભી અચ્છા હોતા નહિ, ઓર સફાઈખાને મેં સોતા વો કભી બહાર આતા નહિ. બહાદર કી દવાઈ લેને કુ રૂખીબાઇ ગઈ, તો રૂખીબાઈ કા નામસે હી દવાઈ દે દિયા ! ઓર ઇસમે દેખો તો બિલાયતી નમક. નહિ પૂછતા કે નહિ દેખતા કે કયા દરદ હે ! બડા દાકતર તો બડા અંધા હે ભાઈ !

કૉલબૉય: ઠીક ઠીક હવે; લ્યો બાધરજી મને મોડું થાય છે. લ્યો જુઓ, આ એકડો કરૂં છું તમારા નામનો. બે વાગે આવી રહેજો. લ્યો જે રામજીકી, ભૈયાજી! (જાય છે.)

રામચરણ: અરે! યે કયા? ડયુટી આઈ કયા? અરે અબી તો આયા, ઔર યે કયા તમાશા ભાઈ? એ કોઇ સા'બ કી ઇસિપીસલ કી મૈયત! સારે દિન વો હેરાન હેરાન કર રહે હૈ.

રૂખી: જુઓને રામભૈયા! શો જુલમ છે? આવ્યા તેવા તો ઢગલો થઇને પડયા છે. રેલવઈ તો જીવ લેવા બેઠી છે! લ્યો ઊઠો; નથી જવાનું. રોટલો તો ખાઈ લ્યો. આ નારણ પણ આયો.

[નારણ આવે છે; બધાં અંદર જાય છે.]

રામચરણ: હાં હાં, ખા લો ભાઈ! હમને ભી ખા લીઆ. ઔર થોડી દેર મેં હમકો ભી જાના હે, એ ઇસિપીસલને તો બડી મુસીબત લગાયા. જાઓ ભાઈ, જાઓ! હમ ભી તો જરા ગાના લગાતે.

[ભૈયો અંદર જાય છે, ઢોલક અથવા ભાંગેલી હારમોનિયમની પેટી લાવે છે; એકતારો પણ લાવે છે. ને ત્યાં જ ઓસરી પર બેસે છે.]

(ભૈરવી)

તૂને અજબ બનાયા રેલ! રામા,
તુંને અજબ બનાયા રેલ!
જઠર અગ્નિ ઔર સાસ ધુવા કા, યે માયા કા ફેલ;
તન કા ઇંજીન છુક છુક ચાલે, બડા બનાયા મ્હેલ: તૂને૦
સંસાર સડક પર ચલતે ચલતે, ખૂબ ઉડાયા સ્હેલ;
નસીબ ઘંટા હરદમ બજતા, બ્હોત લગાયા ટે'લ: તૂને૦
કફ કી ખખરી ચલી રહેગી, કાલસીટી સે પ્હેલ;
અરે મુસાફિર, ચપટી મેં સબ ખતમ હોયગા ખેલ: તૂને૦

[ગાઈ રહે છે, ને બાધર તથા નારણ આવે છે. નારણ જાય છે. જતાં જતાં]

બાધર: હા ભૈયાજી, ખેલ ચપટીમાં જ ખતમ થવાનો છે.

રામચરણ: રામચન્દ્ર કી જે, ભાઈ!

નારણ: મા જાઉં છું, મોડો આવીસ. ટેનસ પરથી સીધો ઇસ્ટેસન જઇસ; વેટંગરૂમમાં પંખો ખેંચવા.

રૂખી: હા બેટા!

[નારણ જાય છે.]

બાધર: એ નારણ આમ આવ. લે, આમાંથી એક નારંગી ખા.

નારણ: ના બાપા, હવે ભૂખ નથી. ને એ તો બંગલે મોકલવાનું છે ને?

બાધર: કંઈ નહિ, મોકલશું બાકીનું. ખા, બેટા!

નારણ: (એક ફળ લે છે) બસ.

બાધર: ઠીક જા, જો; આ વખતનો તારો પગાર તારી માને ન આલતો!

નારણ: તો?

બાધર: તું જ રાખજે, કેટલા? પંખાવાળાના પાંચ ને કલબના બે સાત મળશે ને? થોડાકનાં લુગડાં સીવડાવજે.

નારણ: ના બાપા, છ મળશે. એક દહી ફૂવે પડી એનો એક રૂપિયો દંડ થશે ને?

[રડવા જેવો થઈ જાય છે.]

બાધર: વારૂ જા બેટા! એક રૂપિયો હું તને આલીશ, જા.

રામચરણ: બહોત અચ્છા લડકા હૈ. સારા દિન જહેમત ઉઠાતા.

બાધર: ભૈયાજી, મારે એકનો એક છે, આ આટલો . . .

[બત્તી સાથે કૉલબૉય પાછો આવતો દેખાય છે.]

રામચરણ: એ ક્યા સિતમ હય ભાઈ!

બાધર: કૉલબૉય લાગ છ, ભૈયાજી!

રામચરણ: યહી હય, અભી ફિર ક્યોં આયા? ઔર બત્તી ભી લાલ-લીલી ક્યોં કરતા હય?

બાધર: ભગવાનને માલમ.

[કૉલબૉય પાસે આવે છે.]

બાધર: ભૈયાજી! હું નહોતો કહેતો કે એ કૉલબૉય જ છે.

રામચરણ: તુમ ભી બડે અચ્છે હો ભાઈ! ક્યા એ લાલલીલા તમાશા કરતે હો? બોલો, અભી કિસકે મોત કા પેગામ લાયે હો?

કૉલબૉય: કુછ નહિ, ભૈયાજી! તુમ તો ભજન ગાયા કરો. બાધર!

ચલો, મુકાદમ બોલાવે છે.

બાધરઃ પણ કેમ અત્યારે?

કૉલબૉયઃ એસ્તો. આજ રાતે કાંઈ નવાજૂની થશે. દિવાળી બેઠી છે ને ગોરા લોકની? થ્રી ટુવેન્ટી વન ડાઉન કેન્સલ થઈ. વીલીઅમ્સ લાઇટ ઇંજીન જવાનો. તમારી બુકિંગ હમણાંની આવી; પહેલો મેલ.

બાધરઃ પણ ઇસપીસલ—

કૉલબૉયઃ ઇસિપીસલ બીસપીસલ કંઈ નહિ. મારે કેડે જ ફોરમેન કારખાને આયો ને બધી બુકીંગ બદલી કહાડી.

બાધરઃ કોણ કુગી સા'બ! જાતે.

કૉલબૉયઃ હા હા. ઇસપીસલમાં તો ગોરા દરાવર ને ગોરા આગવાળા અને એ કલાસના જવાના. રૂસ્તમજીને ફાસ આપી, ને પીરમહમદને સવારની લોકલ. અને આખી રાત ફોરમેન કારખાનામાં બેસવાનો. ઓડર છે કે ઇસપીસલ જાય તે પહેલાં છ કલાક ને ગયા પછી બે કલાક દરેક કારખાને ચોકી! અને ઇસ્પેર અંજિન તૈયાર રાખવાનું. લો ચાલો, તમારે હજી ગાડી પણ સળગાવવી પડવાનીઃ ટુ સેવન નૉટ.

બાધરઃ ટુ સેવન નૉટ? એ તો સોપમાં મોકલવાનું છે ને?

કૉલબૉયઃ તે બે ટરીપ મોડું જશે. એથી જ તો વહેલા બોલાવે છે. ઇસ્ટીમ પાઇપ વગેરે જોઇ લો. તેલ વાયર બધું માગી લો. દિનમણિશંકરે ઇસ્ટોર ખોલ્યો છે. લ્યો ચાલો જલદી, હું જાઉં છું.

[જાય છે.]

બાધરઃ ભૈયાજી! જે રામજીકી!

ભૈયાઃ હા ભાઇ, દુસરા ક્યા હો સકે? હમ બી જાતે હય અભી. દેખા? 'નસીબ ઘંટા હરદમ બજતા . . .'

રૂખીઃ (બહાર આવીને) કયાં જાઓ છો?

બાધરઃ જોયો નહિ, કૉલબૉય આવી ગયો તે? ફોરમેનનો આડર છે, જવું જ પડશે.

રૂખીઃ અરે પણ બે વાગે જવાનું હતું ને? વળી તમે તો નહોતા જવાના ને?

બાધરઃ રૂખડી! તું તો ગાંડી છું. થાક્યો આવેલો તે બોલી નાખેલું. કૉલબૉય કહી ગયો તે ના સાંભળ્યું? તારો સાલ્લો જો, નારણનું શરીર જો, ઓરડીમાં અનાજ જો! ને ઘેર બિચારી ડોસી એકલી ટોપલીઓ ભરતી હશે ને લોકનાં છાણમૂતર કરતી હશે. ન જાઉં તો કેમ ચાલે? કાયા ચાલશે ત્યાં સુધી ઠીક છે; નહિ તો રામનામ.

રૂખીઃ મારી સોગન! ભલા થઇને આજે તો તમે ના જાઓ!

બાધરઃ ઘેલી થા મા! કટંબનો વચાર કર, માથે ચઢેલા દેવાનો વચાર કર. આ રામભૈયાના યે હવે....

રામચરણઃ અરે ભાઈ! હમારા તો નામ છોડો! જરા છુટ હોવે તબ દેના. ઉસકા ફિકર મત કરો.

બાધરઃ એ તમારો પાડ, ભાઇ! પણ હાથ મોકળો કરી મૂક્યો હોય તો સારૂં ને? 'કાલ કી સીટી બજે' ત્યારે ફકર ચિંતા તો નહિ! લાય મારાં કપડાં.

[અંદર જાય છે.]

રામચરણઃ અરે વાહ જી! ભજન તો તુમને બડા યાદ કર લિયા!

રૂખીઃ પણ રોટલાનું શું? ક્યારે થશે ને ક્યારે લઇ જશો! હજી તો વાસણે પૂરાં નથી ધોયાં. રામભૈયાજી! આ વૈતરૂં તે કેવું? છાતીમાં તો એમને દુખાવો ચાલે છે. આણીગમ થંડા ગાડીના પવન, ને આણી-ગમ આગની ઝાળ. ને પાવડા ભર બે ભર! થાપોટા રહી ના જાય! આગવાળાના તે કંઇ અવતાર છે! આઠ દિમાં એક રાત ઘર નહિ; પૂરૂં

પાધરૂં ખાવાનું નહિ; સૂવાનું તો નામ જ ક્યાં! ઓ ભગવાન!

રામચરણ: સચ હૈ બાઇ! પાસીન્જર જાનત કે દો રૂપયે કા કિરાયા દીયા ઔર ગાડી મેં બૈઠા કે ચલા ગામ. લેકિન નહિ જાનત કે બલ ઘોડે સે ભી આદમી બેહાલ હોતે હૈ. આગવાલે કે પસીને સે તો સારે અંજિન કી આગ બુઝ જાય.

બાધર: (મેલાં કપડાં પહેરી બહાર આવી) ઓ ભગવાન! રૂખી, છાતી દુઃખે છે આજ તો! સાલું નહિ જ જવાય!

રૂખી: તો હું તો કફણુ છું જ ને! ના જાઓ—મારા હમ! ફોરમેન ગયો જહન્નમમાં. તમે છો તો બધું ય છે.

બાધર: રૂખી! રૂખી! પેટ કાંઇ મેલશે? (બેસી જાય છે.)

રામચરણ: અરે બાધરજી, હિંમત રખ્ખો! રામ કા નામ લો. સબ અચ્છા હો જાયગા. છાતી દુખતી હો તો સિક રપોટ દે દો. રેલવઇ કે લિયે કયા જાન દેંગે!

[મેલા પાટલૂન ને ખમીસ સાથે બત્તી ને કાગળ લઈ બીજો માણસ આવે છે.]

રામચરણ: યે કૌન હયવાન આયા અભી?

બાધર: (જોઇને) કોણ; ઓ, એ તો ઇસ્ટોરકીપર દેખાય છે.

રામચરણ: યહી રાસ્તા મિલા ઇસકો!

સ્ટોરકીપર: એ બાધર કા ઘર કોનસા!

રૂખી: કેમ શું છે?

સ્ટોરકીપર: કીધર હય બાધર?—ઓ એઇ! ચલોચલો, કૉલબૉય બોલા કે નહિ? એકદમ ચલો.

બાધર: હમ નહિ આ સકતા; હમ સિક મેં જાતા.

સ્ટોરકીપર: અરે ચલો! સિક મેં જાનેવાલા નહિ દેખા તો! કયા

હો ગયા ઇતિને મે ! દિખતા હય તો પટ્ટા જૈસા. ચલો ફોરમેન ચિલ્લાતા હે.

રૂખી: ચિલ્લાતા તો છો ચીલ્લાય; આજે એ નહિ આવે.

સ્ટોરકીપર: તુમ હમારી સાથ જાસ્તી બાત મત કરો. ચલો એઈ, હમ તુમકુ ઘસડ કર લે જાયગા.

બાધર: અરે બાપા, મારી છાતીમાં દુખે છે; જરા જોર નથી; ભાઇસા'બ હું ઢોંગ નથી કરતો.

સ્ટોરકીપર: બખત જાતા, આતા કે નહિ! નહિ તો ડિસમિસ કરાતા હય, બોલો !

રામચરણ: અરે ઇસકી હાલત તો દેખો ! દુસરા કોઇ આગવાલા મિલતા કે નહિ ! બસ યે હી બાધરજી હી દિખતા. અભી તો આયા; અન્ડરરેસ્ટ કૈસા જા સકે બિચારા !

સ્ટોરકીપર: (હાથ પકડીને) ચલો, કાયદા બતાતા હે હમકુ. અંડર-રેસ્ટવાલે આયે ! બૌત દેખા ઐસા.

બાધર: ભાઇ, આવું છું. રૂખી ! હું જાઉં છું. નોકરી કરવી ને બાદશાહી ભોગવીએ એ કેમ બને ! હશે, આટલો નારણીઓ મોટો થાય ત્યાં સુધી કાયા ઘસીશું. લે હભાળ રાખજે. રામભૈયા જે રામજીકી.

રામચરણ: ક્યોં, જાતે હો, બાધરજી !

બાધર: હા, આ જોતા રહેજો ભાઇ ! પેટ પડયું તે શું કરીએ ! અત્યારે નોકરી ગુમાવીએ તો બીજો કોણ ઊભું રાખવાનું હતું જે !

રામચરણ: જે રામજીકી !

[બંને જાય છે.]

બાધર: (જતાંજતાં) રૂખી ! ધીરજ રાખજે.

રૂખી: (રડતાં) એ હંભાળજો. રામભૈયા ! આવું કેટલા દા'ડા વેઠાય. એવું થાય છે ! ઓ ભગવાન ! ઓ રે, બળ્યો ભગવાને કાં સંતાઇ બેઠો છે !

રામચરણઃ રામ કા નામ લો બાઇ, સબ અચ્છા હોગા.

[રામચરણ ભજનની એક લીટી ગાઈ રહે છે. તે પૂરું થતાં]

રૂખીઃ આ કંઈ ઓછો જુલમ છે, રામભૈયા ! આગવાળો બે કલાક વ્હેલો જાય, એન્જિનમાં આગ નાખે, તેલ પૂરે, તપાસે ને દરાવર સૌથી છેલ્લો રાજા જેવો જાય; અને પગારમાં એને આઠ રૂપિયા રોજ, દશ રૂપિયા રોજ; ને આગવાળાને દશ આના પણ નહિ માંડમાંડ. અને વૈતરામાં કોલસા ભાંગવાના, આગ પૂરવાની, સેંગલ જોવાના, લેનક્લીઅર લેવાની ને ગાડી બગડે કરે તે જોવાનું તે જુદું; એકલો માણસ તે કેમનું કરે, મરે!

રામચરણઃ રેલવાઈ કી બાત મત ક્હો, એ તો સબ જૂઠા. સબ પોલ. બડા ઘોટાલા. ટરાફીકમેં દેખો, લોકોમેં દેખો, અંજીનરીમેં દેખો, ઔર અલેકટરીમેં દેખો, સબ લાંચરૂશ્વતસે સડે હય. ઔર ગરીબકી તો પૂછો મત. કીસીકી દાદ ન ફરિયાદ. પીલા ટંગા ઔર ટોપસ લગાયા કે સાબ–અફસર બન ગયા. ચલતી હે! રામરામજી! રોટી તૈયાર કરો, બાઈ.

રૂખીઃ હા ભાઈ હા. રડ્યું ઘાસલેટ પણ થઇ રહ્યું છે.

રામચરણઃ યે રખ્ખો હમારા ફાનસ. હમકો જરૂરત નહિ.

રૂખીઃ ભૈયાજી, તમારો પાડોશ છે તો આટલી ઓથ છે.

રામચરણઃ અરે રામકા નામ દો.

[બંને અંદર જાય છે. બે સાહેબ હાથમાં ટેનિસ રૅકેટ સાથે ઝાંપા તરફ જતા દેખાય છે. વળી એકાદ બે પીધેલ સાહેબ અને મડમ જતાં દેખાય છે. રૂખીના નળ પર જવાના ને પાણી લાવવાના ફેરા આંટા ચાલુ જ છે. એનું ને જોન્સનું આવવું સાથે જ થાય છે. જોન્સને થોડોઘણો ચડેલો છે.]

જોન્સઃ એઈ! એઈ! યુ ગર્લ, સુનટા નહિ બ્લડીસ્વાઇન !

[રૂખી અંદર ચાલી જાય છે.]

એઈ ડીયર ગયા. એઈ છોકરા ડી મા! બ્લડી કાફીન! ડીયર આવ. (કૂવાની પાળ પર બેસે છે.) હું, એ બોલ ડૂબકે ગયા હૈ. છોકરા! છોકરા! છોકરા આ..... સબ મર ગયા હૈ! (એકાએક ઊભો થઈ લથડિયાં ખાતો રૂપીની કોટડી તરફ જાય છે.) ટ્રાલાલાલાલા . . . ડેર્ડી! અમેરી સાથ બોલો, પ્યાર કરો, ડેર્ડી! ડીયર આવ. (રૂપી બારણામાં આવી ઊભી રહે છે.) ડેર્ડી ડીઅર! (બાઝવા જાય છે.)

રૂપીઃ આઘો જા મૂઆ પીધેલ!

જોન્સઃ હે અમ પેસા ડેટા, ડેર્ડી!

રૂપીઃ તારું સત્યાનાશ જાય, જા નીકળ અહીંથી.

[બારણું દેવા જાય છે; જોન્સ તરત અંદર ઘુસવા જાય છે–ઘુસે છે ને પલવારમાં ધક્કો ખાઈ બહાર ધકેલાતો જોન્સ ઓસરી પર આવી પડે છે. રામચરણ પણ તરત બહાર આવે છે.]

રામચરણઃ યે ક્યા નયા ટિકટિક આયા—યે કૌન જોન્સસાબ! અરે જાઓ યહાંસે, એ દરવાજાના નહિ.

રૂપીઃ અરે મારો એને, રામભૈયા! ઓરડીમાં ઘૂસી આવે છે, ને ફાટ્યુંફાટ્યું બોલે છે.

રામચરણઃ યે નહ ભલા, રામરામ! યે રાત કયસી હી જાયગી. એઈ જોન્સ સાબ! ચલે જાઓ યહાંસે! ક્યસા ગંધાતા! પુલિસ રપોટ બી કૈસા કરે! કૌન સુનેગા! (પકડીને ઊભો કરી ધકેલે છે.) જાઓ ઘરસે! નહિ જાયગા તો રામદંડ ફિરાઉંગા.

જોન્સઃ યુ બ્લડી સ્વાઈન! ચૂપ રહો! તુમ કૌન હૈ.

રામચરણઃ અરે તેરા બાપ ભૈરવ હૈ. જાનતા હૈ યા નહિ! સીધા-સીધા ચલે જાઓ.

જોન્સઃ ડેમ યુ, બ્લડી બદમાશ. હમ મારેગા તુમકો.

રામચરણ: એઇ મું સમાલકે બોલો, ગાલી મત દો. મારનેવાલા નહિ દેખા તો. (અંદરથી રામઅંગ લાવી બતાવે છે.) બોલો અભી ક્યા હિસાબ હૈ! જાના હૈ યા નહિ સીધાસીધા! નહિતો જમીન સાથ સપાટ કર દૂંગા.

જોન્સ: (જતાંજતાં) યુ ડૅમ! હમ મારેગા તુમકો બ્લડી રોગ.

[ચાલ્યો જાય છે.]

રામચરણ: મારેગા! અભી એસાદ ખતમ કર દૂંગા, બદમાશ. જાઓ કામ કરો, બાદ. યે અંગરેજ દિવાલી તો દેખો! સા'બ બના હે! કહાંકે સાબ. બાપ કૌન, મા કૌન—રામ જાને. ગૅાટપિટ કિયા તો ક્યા કર ગયે? જનાવર જૈસા, અભી રેલવેકી ખરાબી કરતે વો લોક!

[રૂખી અંદર જાય છે. ડૉસૅાય પાછો ફરતો જણાય છે.]

ડૉસૅાય: અરે રામભૈયા! તમારી ગાય આજે કેમ રખડતી મૂકી છે. પેલા ક્રોકસન સાહેબના બંગલાનાં ઝાડવાં બગાડી નાખ્યાં છે તે ખીજાયો છે ને ગાયને મારી તે છુટી. એ ખૂટે બાંધજો, નહિ તો બાપરજીનો દંડ કરશે.

રામચરણ: અબે ગલ બે, દંડવાલી! બાપરજીકા દંડ કિસ લિયે?

[રૂખી બહાર આવે છે.]

ડૉસૅાય: તે જાણે અમને ખબર નહિ હોય જે એ બાપરજીની ગાય છે, ને પાળો છો તમે તે.

રામચરણ: તો ક્યા હુઆ, ગુનહા કિયા?—ક્યા ગો ક્રોકસને ઉસકુ મારા. ગાયકુ મારા? ઠીક હય, અભી દેખતા હું.

રૂખી: ભૈયાજી! અમારે લીધે તમે પંચાત ન વ્હોરશો?

ડૉસૅાય: અરે હાં, બાપરજી ગયા કે? એ હું કહેવું ભૂલી ગયો. રાતની દેસાઈસાહેબને જતાં આવતાં રસ્તે મશાલચી ઊભા રાખવાના છે. આ એમાં નારણીઆનું નામ નોંધાયું છે. આઠ આના મળશે.

રામચરણઃ કાયકા નામ?

કૉલબૉયઃ એ આ ઇસપીસલ વખતે આખી લેન પર મશાલ ઝાલીને માણસો ઊભા રહેશે એમાં; આ તો જાણ્યું તે કીધું. ટેશન પરથી ફોનમાં કીધેલ છે.

રૂખીઃ ભૈયાજી! શું છે એ!

રામચરણઃ અરે કુચ નહિ, જાઓ; સારા દિનભર તો વો નૌકરી કરતા, રાતકુ ભી નૌકરી કરતા, ઓર યે ઠંડીમેં કીધર ખડે રહેવે ઓર કયસા ખડે રહેવે? જાઓ તુમ.

કૉલબૉયઃ મારે શું—એ કંઈ ચાલવાનું હતું! નહિ જશે તો દંડ થશે. એકલો નારણીઓ ઓછો જ જવાનો છે! કંઇકનાં નામ નોંધાયાં છે.

રૂખીઃ અરે પણ શાનાં નામ?

કૉલબૉયઃ એ તો રામભૈયો કહેશે તમને, રૂખીબોન! ટેશન પર વહેલો મોકલજો. (કૂવા તરફ જાય છે ને ત્યાં ફરે છે.)

રૂખીઃ ભૈયાજી, આ બધું શું થવા બેઠું છે? આજે એ ગાડીએ ગયા તે રોટલા વિના ગયા. તે હજી રોટલા પણ કરવાના—ને તે ક્યારે લઇ જશે! નારણીઓ તો વટંગરૂમમાં પંખો ખેંચવા ગયો. મુઆઓને આ શિયાળે પણ તાપ લાગે છે.

કૉલબૉયઃ એટલું છે તો બે રૂપિયા મળે છે; એમ કેમ બોલો છો!

રૂખીઃ ભૈયાજી! કહો, રોટલાનો ટેમ રહેશે! હું કરી નાંખું—ને ગાડી પર પોંકશે વ્હેલા!

રામચરણઃ હાં, સબ હો જાયગા. નહિ તો મૈં લે જાઉંગા. અભી તો ગાડી નીકલનેકુ દેર હે.

કૉલબૉયઃ (જતાંજતાં) રામરામ ભૈયાજી!—જુઓ તમારી કે બાવરજીની ગાયને ઠેકાણે બાંધજો, નહિ તો કમતની ગુમાવશો. (જાય છે.)

રામચરણ: (જરા હસી આગળ આવી) ઓહ ફ્રૅંસ્વૉય ! ઓહ ફ્રૅંસ-વૉય ! (અવાજ: શું છે ?) પથ્થર આઓ, જરા પથ્થર આઓ. સુનો ! આજ મહેરબાન હૈ તુમ પથ્થર આયા—અભી ફિર જો પથ્થર આયા તો યે તુમ્હારી ગરદન પકડ કર કે કૂવેમેં ડાલ દૂંગા.

ફ્રૅંસ્વૉય: હા-હા-હાહા. (હસે છે) ભૈયાજી, યહાં આઓ—જરા યહાં.

રામચરણ: અરે હસતા ક્યા બેવકૂફ ! યે કૂવેમેં ફેંક દૂંગા.

[ફ્રૅંસ્વૉય ચાલણની હસાવતો હસતોહસતો ચાલ્યો જાય છે, રામચરણ બીજો ગુસ્સા-માં રહેતો ઊભો રહે છે ને પડદો પડે છે.]

# અંક ૧ . . . પ્રવેશ ૨

## પાત્રો

લલ્લુ, ડાભઈ, જીવી, ઝંખી, મેલભાઈ (મેલીઓ)
ગુલામમહમદ, કૉલબૉય.

રાતનો વખત. કારખાનાની બહારની ભીંતની બાજુમાંનો નાનો પૅસેજ. પડદો કાળો. (શાથી જે અંદરના પહેલા પ્રવેશનું દૃશ્ય, આ દૃશ્ય દરમિયાન બદલી ત્રીજું ગોઠવી શકાય.) મેલીઓ, લલ્લુ, ડાભઈ, ગુલામમહમદ વગેરે 'ક્લીનરો' મેલાં કાળાં કપડાંમાં બેઠા છે, આવે છે; બે બત્તી સામસામી અને એક તેલિયું બાજુ પર બળે છે. બત્તીનો પ્રકાશ એ જ પ્રકાશ.

[સૌ બેઠા છે, ને બે બાઈઓ ટોપલો ઊચકી પ્રવેશે છે. આખો વખત એન્જિનના સુસવાટા, વિ'સલ, ખડખડાટ વગેરેના અવાજ અંતરે અંતરે આવ્યા જ કરે.]

લલ્લુ: મેલભઈ નઈ આયા?

ડાભઇ: આયા'તા, જરા મોડા; મકાદમે હાજરી ના પૂરી તે કિરપાશંકર પાહે પૂરાવા ગ્યા છે.

લલ્લુ: એ મકાદમ કંઈ મેલભઈ પર બળીતો હહે. મેલભઈ બચારો અથાગનો ભલો માણહ, ના કોઈનું નામ દે.

ડાભઈ: તો એ જ તો દુ:ખ સે. રેલવઇને ભલા માણહની નોકરી ના પાલવે. ઓલા ફોરમેન અગાડી મેલભઈએ જરા મકાદમનું કાચ્યું કાપ્યું, તે દા'ડાની મુકાદમની આવી આ દાઝ. દઈ જાણે મુકાદમનો દિલનો મેલ! જાણો છો? લલ્લુશંગ!

લલ્લુ: હું?

ડાભઈ: બાયડીઓને પણ હતાવં છ. એલા ગુલામમહમદનો હહણાટો ના હોય તો એ ઝાલ્યો ના રે.

લલ્લુ: ઑવે ઑવે, ગુલામમહમદથી તો એ ભારેનો બીવે છે. ગયે મહિને પગાર થતાં તઇણ પગારનાં પડીકાં આવાં એણે ઓળવેલાં, તે એવા એ ગુલામને ખબર પડતાંક ને એ તો હીધો પોક્યો એની પાહે ને જે દમ દીધો ના...

ડાભઇ: કોનાં પડીકાં એ?

લલ્લુ: એક તો આપણા બાધરજીનું, બીજું રતનીઆનું ને ત્રીજું રઘલીનું: કુલ્લે પાંહઠ રૂપિયા!

ડાભઈ: ગુલામમહમદ છે કેવો બાઇલર જેવો? ને વળી નક્કર!

એક દે તો બીજી ના માગે.

લલ્લુ: ને પાછો ભગવાનનો માણહ. જબરો ગરીબનો બેલી.

[બે બાઈ નીકળે છે.]

જીવી: એ કોણ બેઠા સો, લલ્લુશંગ કે ? ને ડાભઈ? લે ઝંખી! મેલ જરા ટોપલો હેઠે. તાપતા જઈએ શગડીએ.

લલ્લુ: બેહો બેહો, જીવીબોન! જરા ઊના થાઓ. અત્તારે કઈ ગાડી ભરવાની બાકી છે હજી ?

જીવી: અરે ડોકી રહી ચાલી ને ભઈ! એવી એ ઇસ્પીસલની જ મો'કાણ તો! ઐંહી ટોપલા તો મુમ્મઇવાળી ગાડીએ ખાધા; ને થોડા એવા એ ડુમ-કલાસમાં નોંખ્યા: અને હજી મેલગાડી ભરવાની એ જુદી. એક ટોપલે માંડ માંડ બે દોઢીઆ, અને ઇમાંથી યે મકાદમ કાપશે એ ઓછા.

ઝંખી: સત્યાનાશ જાય એ મુઆ મકાદમનું!

જીવી: હા, પાછો. હમણાં આ ઝંખીની પાછળ પડ્યો છે. કૂહેસે કે પાંચ રૂપિયા આલે તો રવલીને કામ પર ચડવા નામ નોંધાવે. હવે એ તે બચારી પાંચ રૂપિયા ક્યાંથી કાઢે ?

ડાભઈ: એને નથી બાયડી કે નથી કોઇ પાછળ ખાનારૂં. કોને માટે થમણી એકઠી કરતો હશે ?

જીવી: બાયડી નથી એટલે જ તો ગામની બાયડીઓ શોધતો ફરંછ.

ઝંખી: ઑવે, તો! બાયડી છેસ્તો! પણ કાઢી મેલી સે. હંગાથે રે એ ચ્યમ પાલવે ?

લલ્લુ: એનાં કરમ એ ભરહે! એવા તો કંઇકના નિહાહા ખાતો હહે.

ઝંખી: કૂતરાને મોતે મરશે, જોજો મારો બોલ, મડદા પર લોટો પાણી પણ કોઇ નહિ નાખે!

જીવી: લે ચાલ બા, ઊઠ. એ કપાતરનું પા'થણું આપણે કાં માંડીએ?

છજી તો કાળમખી ગાડીઓ ભરવાની સે, ને રાત તો ચાલી.

ડાભઈ: હા, એ તો હમણાંક ને વીસલ મારશે.

ઝંખી: લે માડી!

લલ્લુ: એ આવજો, જીવીબેન!

જીવી: એ આવે, ભઇ!

ડાભઈ: લલ્લુશંગ! આ ટાઢમાં બાયડીઓને રાતપાલી એ તો દઇનો જલમ બાપજી!

લલ્લુ: હું કરે બચ્ચારાં! હૌને પેટની લાગેલી હોય ને?

મેલભાઈ: ઓ રામ!

[મેલીઓ ને ગુલામમહમદ આવે છે.]

ડાભઈ: કેમ મેલભાઈ થાકીને પડ્યા.

મેલભાઈ: ટનટેબલ પર ગાડી ફેરવી; ને પછીનું પૂછો ગુલામભાઇને.

ગુલામમહમદ: સું પૂછે! આ મુકાદમને એક રોજ નદી પર લઇ જવો પડવાનો છે.

લલ્લુ: કેમ, વળી કંઇ નવી ભાંજગડ ઊભી થઇ છે હું?

ગુલામ: ભાંજગડ સું? એના દિવસ બગડેલા છે. હરામખોરે હમણાં બાધરજીને માર્યો. હું હતે નહિ તો તો સું બી થતે. અન્ડરરેસ્ટ કેમ જાય એ? સાલી ઇરૂેસલ જાય જહન્નમમાં. બિચારાએ જરા જાસ્તી તેલ માંગ્યું. સાલી ગાડી તદ્દન કોપરબરાસ. ઇસ્ટીમ લીક થાય. વાક્યુમ ટુબ બરાબર નહિ. સું કરે? તો ભી બિચારો જવા તૈયાર થયો, તો તેને માર્યો!

મેલભાઈ: છાંટોપાણી પીને તૈયાર. આંખો તો જોવા જેવી.

ગુલામ: આંખો સું? મોંને જીભનું પણ ક્યાં ઠેકાણું? હું તો આંખથી જ પરખી ગએલો.

મેલભાઈ: ગુલામભાઇને જોયા કે ને થંડો!

ગુલામઃ થંડા નહિ થતે તો આજે તો એક ખીલાવી દેતે. (હસીને) સાલો...સાલો, (ઊભો થઇ અભિનય કરતો) હું જરા ગામ જાઉં કે આમ પાછો હટે. અરે ગાડીકા ચક્કા જેયા તો મગજ ફિરતા ઉસ્કા! (બેસીને) લે ભાઇ, નિકાલ તેરા પોટકા; પેટને બી જરા સંભાલસે કે નહિ હજી?

ડાભાઈઃ હજી તમે લોકે રોટલા નહિ ખાધા?

ગુલામઃ સું ખાય! આઠ વાગાથી તો આ ચાલ્યું છે. બે તો ગાડી ફેરવી. ટનરેખલ જતા ને આવતા.

લલ્લુઃ બીજી કઈ ગાડી? એક તો દહેં ફેરવી.

ગુલામઃ હમણાં ઇસ્પેશીઅલની મો'કાણ છે ને? હુ દુવેન્ટીનાઇન. ને સાલું ટનરેખલ બી હમણાં એવું જામ થઇ ગયું છે! એકદમ ખસતું જ નહિ.

[ખાવા માંડે છે.]

મેલભાઈઃ ત્યો આથાણું ગુલામભાઇ!

ગુલામઃ બસ ભાઇ! બહુ પીરસ નહિ મને. મગજ તપી જસેતી તો મુકાદમનો મુકાબલો થઇ જવાનો છે. (બધા હસે છે.)

લલ્લુઃ આજે રાતે કંઈ ઝોકું ખાવાની આશા ન્હોય.

ડાભાઈઃ આજ રાતે ને, રોજ રાતે! કંઈ નવાજૂની તો ખરી જ. આજ તો ફોરમેને પણ ટ્રેચર અહીં નંખાવ્યો છે.

લલ્લુઃ હા, સાભ ચાર વાગા સુધી અહીં હુવાનો છે.

ગુલામઃ સાલા ડરતા ભી કયસા! સાથમેં બંદુક રકખી હય. જો એક પડે ને તો એની પાંસળીનો આ કોલસીના જેવો ભુકકો થઇ જાય!

મેલભાઈઃ રોટલો ખાઓ રોટલો, ગુલામમહમદ! વચ્ચે એનું નામ દઈ સવાદ ના બગાડો.

ડાભાઈઃ આ તે કંઈ કારખાનું છે?

ગુલામઃ અરે ભાઈ! બધા જ એવા. એ મારો ભાઈ પીરમહમ્મદ

દરાવરમાં ફરે છે, તે પણ એની એ જ વાત કરે છે. એણે તો આખી લાઈનનાં દરાવરખાનાં ને કારખાનાં જોયાં છે. ૭ ૭ મહિને એની બદલી. એથી તો એ આખી લાઈનનો ઉસ્તાદ બની ગયો છે. એકેએક ઈસ્ટેસન, ગ્રેડીઅન, ગંધાળું, બ્રિજ, સીગનલ બધું જાણે. અને નોકરીમાં કોઇ દિવસ એક કાળી ચોકડી કે ટાંપ નહિ. બધી ગાડી રેટ ટેમ. ટ્રાફિક ચાલે ત્યારે ગુડ્સ ઑવરલોડ આવે તો યે ટાઇમ લુસ નહિ. પણ ગ્રેડ 'બી' કલાસ. હમણાં પેલા રૂસ્તમજીને 'એ' કલાસ આપવાની વાતો ચાલતી હતી.

લલ્લુ: કોણ, રૂસ્તમ કોઠીઓ?

ગુલામ: નહિ; પેલો રૂસ્તમજી ધુજરો. નાગજી, રૂસ્તમ ધુજરો ને મારો ભાઈ એકસાથે નોકરીએ ચઢેલા, ને નાગજી હજી બચારો સંટરમાં આંટા માર્યા કરે છે.

ડાભઈ: નાગજીનો તો ઍકસીડન થએલો ને?

ગુલામ: સું ઍક્સીડન્ટ થએલો? મને ખબર છે હવે. સાલા દરાવરનો વાંક. બત્તી જોઈ છતાં આગળ ધપી ગયો. ને આંધળો હતો તે 'ધક્કો' જોઇલો નહિ! અરે આખો કેસ બધો બનાવટી. દરાવરને બચાવતાં નાગજીને સસપેન્ડ કરેલો. ગરીબ બચારાનું સાંભળે પણ કોણ?

[અંદરથી અવાજ]

અવાજ: એ કલીમેનો ઓ . . . ઓ . . . ! ગાડી ફિરાવવાની છે.

ગુલામ: (ટોળમાં સામે) એ . . . મૈયત લઇ જવાની છે? બેસો, જવાય છે. વળી કઈ ગાડી બાકી રહી હજી? જરા મન વાળીને બેટા નથી, ત્યાં તો બૂમાબૂમ.

ડાભઈ: હું નોતો કેતો, કે આ જ રાતે ધમાધમ ચાલવાની.

[ફરીથી બૂમ]

અવાજ: એ કલીમેન... લોકોઓઓ . . . . ! !

બધા: એ ઓહો....

લલ્લુ: ચાલો ભાઈ ચાલો, નઈ તો ટનટેબલ પોંકતાં અડધો માઈલ જોણવો પડહે. આ તો ચંજીન ભેગા ખેંચાઇએ.

ગુલામ: હા ભાઈ હા, એ બી ખરૂં. ચાલો આજે તો ગાડીઓ ફેરવીને જ રાત કાઢવાની છે.

કૉલબૉય: કોણ બેઠા છો? સાંભળતા નથી? ગાડી ફેરવવાની છે.

ગુલામ: સુના, અબ સુના! ખૂસ મત લગાઓ. ગાડી ફિરાનેકી હૈ વો તો ફિરાઇંગે, મગર ટનટેબલમેં જરાસા તેલ ડાલનેકા બોલો. એકદમ જામ હો ગયા હૈ.

કૉલબૉય: વો ઇસ્ટોરવાલેકો બોલો, અમકો મત બોલો.

ગુલામ: અબે ઉલ્લુકા પઠ્ઠા! કેમ કંઈ મગજમાં વધારે ચરબી આવી ગઇ છે કે સું?

[ પકડવા જાય છે પણ કૉલબૉય નાસી જાય છે—ને બધા જાય છે. એટલે અંધારૂં થતાં કાળો પડદો ઉપાડી લેવામાં આવે છે. ]



# અંક ૧ . . . પ્રવેશ ૩

## પાત્રો

જોન્સ, સ્ટૅનલી, નારણ, મુસાફર, આસિસ્ટન્ટ
સ્ટેશન માસ્તર, ડેવિડ, નોકર, કૅરેજ સાહેબ
ભવાનસિંગ, ચા વાળો, રૂખી, નારણીઓ

વખત મધરાતનો. સ્થાન વેઇટિંગરૂમ. એના ફરનિચરમાં: ટેબલ, ખુરશી, બત્તી, ઘડિયાળ, બધાં એક જ જાતનાં. કંટ્રાકટીઆ માલ.

[એક મુસાફર સામાન સાથે આવે છે. મજૂર સામાન મૂકી ચાલ્યો જાય છે. નારણ એક ખૂણામાં ઝોકતો બેઠો છે. શિયાળો છે, એટલે પંખો બંધ છે. પીળા ટંગીઆ ને ખમીસમાં એક આરામ ખુરશી ઉપર એક દેશી સાહેબ પડ્યા છે. ધીમે ધીમે બધા સોફા ભરાઈ જાય છે. એવામાં જોન્સ આવે છે. એનો વેશ એન્જિન પર જવાનો છે.]

જોન્સ: (પ્રવેશતાં) બ્લડી કોલ્ડ! ડેમ! અલ્લો સ્ટૅનલી!

સ્ટૅનલી: અલ્લો જોન્સ! યુ ગોઇંગ લાઇન?

જોન્સ: યસ! બ્લડી ગુડ્ઝ. વૉટ યુ ડૂઇંગ?

સ્ટૅનલી: ગોઇંગ હોમ, ઑન લીવ, મૅન!

[બીજા સૂતેલા મુસાફરોને ખલેલ થતાં તેઓ ટોકાં ઊંચાં કરે છે, ને પાછા ઓઢી સૂઈ જાય છે.]

જોન્સ: ઓ! એ છોકરા! યુ'લ હૅવ ટી? આં, જાઓ દો કપ ચા બોલો. યસ સ્ટૅનલી! ક્યોં, દેસ જાતા, હું? હમારા એક કામ કરના; બોલો, તુમ કાયકુ જાતા?

સ્ટૅનલી: યસ જરૂર, અમ જાતા એ ગ્રાઉન્ડ ટ્રબલ, બ્લડી નેબર!

જોન્સ: કહાં, અપના ગામમેં? યસ, કોન ઓ લક્સમન?

સ્ટૅનલી: યસ લક્સમન. કોર્ટમેં કેસ લગાયા હે ઉસને. યુ નો અવર હાઉસ. ધૅટ બ્લડી પૅસેજ—મિડલ વન. માઇ ઍન્ડ હિઝ હાઉસ. વો જો રસ્તા હે ને?—

જોન્સ: યસ યસ, પીટી—

સ્ટૅનલી: હી સેઝ ધૅટ બ્લડી પૅસેજ ઇઝ હિઝ.

જોન્સ: ઓ બ્લડી નીગર! યુ ગો બોમ્બે ફર્સ્ટ—પેહે.—

સ્ટૅનલી: યસ, મન.

જોન્સ: હમારા એક વર્ક હે. બ્રાઉનકો બોલો હમારા ટીપોઇ હજી ક્યોં નહિ ભેજા. યુ સી, મૅન! વો હમારી ટીપોઈ-તો ડી.એલ.ઓને જોયા, બસ ખલાસ. બ્લડી! સેઝ આઈ વૉન્ટ ઇટ. બસ ખલાસ, તો શૉપ કા કારપેન્ટરકી પાસ ભેજા; અભી પીછે નહિ આયા.

સ્ટૅનલી: ધિસ ડી.એલ.ઓ-નાઇસ મૅન-હું-

જોન્સ: વૉટ નાઇસ! બ્લડી સ્ટ્રૉંગ, ટેન મિનિટ લૂઝ ટાઇમ, બ્લડી રીપોર્ટ, બસ ખલાસ. ફૅારમેન સેઝ હી ડુ નથિંગ. બસ ખલાસ. હૅવ સ્મૉક, મેન?

સ્ટૅનલી: થૅંક્સ મૅન! એઈ છોકરા!-યુ ઑર્ડર ટી? બોલો ચા જલ્દી લાવો. બસ, જાઓ. (નારણીઓ જાય છે) બ્લડી ટી મૅન!

જોન્સ: કમૅલૉંગ સ્ટૅનલી! યુ નો, એ છોકરાકા મધર અચ્છા હે-બ્લડી ફાઇન.

[એક મુસાફર દેશી પોપાકમાં સામાન ઉચકાવી આવે છે. જગ્યા નથી એટલે જોતો ઊભો રહે છે.]

સ્ટૅનલી: આઇ સી, રીઅલી?

જોન્સ: યસ; બ્લડી ગુડ વન. આજ ઇધર ઝગડા હો ગયા.-બ્લડી હીહી હીહી......

[ખડખડાટ હસે છે, ફરી બધાને ખલેલ થાય છે. દેશી મુસાફર આવીને જોન્સની સામે પડેલી ખુરશી જે પર એણે પગ નાખ્યા છે તે આપવા કહે છે.]

સૉરી! હમ સોતા હે-જાઓ, ખુરશી નહિ મિલેગા— .

મુસાફર: પણ બીજે જગ્યા નથી ને?

સ્ટૅનલી: ગો ટુ બ્લડી હેલ! હમ ક્યા કરે? યે સેકન્ડ ક્લાસ વેઇટિંગરૂમ હય—

મુસાફર: હવે હા હા—મારી પાસે પણ સેકન્ડ ક્લાસની જ ટિકિટ છે. ખુરશી નહિ આપશો તો હું સ્ટેશન માસ્તરને કહીશ.

જોન્સ: છઃ છઃ ગો ટુ હેલ આઈ સે! યસ, છોકરા! ઑ ચા કીધર હે—બ્લડી?

[ચાવાળો ચા લઇને આવે છે. મુસાફર ફફડતો બહાર જાય છે.]

બ્લડી ઇન્ડીઅન! નો મૅનર્સ ઍટૉલ. કમૅલૉંગ સ્ટૅનલી, સ્યુગર? ટુ, થ્રી.

સ્ટૅનલી: બૉય, બૉય! (ચા પીએ છે) એઈ! (મોટેથી) કેક્સ કીધર હે—ૅમ! કેક્સ કે લિયે બોલો, જાઓ, ભાગો!

[આસિ. સ્ટેશન માસ્તર અને મુસાફર આવે છે.]

આ૦ સ્ટે૦ મા: (મિજાજમાં) શું છે ભાઈ? વળી શો ઝગડો? સાલા સ્ટેશન માસ્તરો તે મરે—

મુસાફર: ક્યાં સૂઇએ, કહો હવે. આ એક ખુરશી.

જોન્સ: અલૉ સ્ટેશન માસ્તર! યુ ઑન ડ્યૂટી! ક્યોં કયસા હય?

આ૦ સ્ટે૦ મા: યસ, અચ્છા હે—અલૉ સ્ટૅનલી. ઑન ટ્યૂટી ટિલ થ્રી, તીન બજે ઘરકો જાયઁગે. સાલી રાત નહિ અહીંની કે ત્યાંની.

મુસાફર: પણ અમે ક્યાં બેસીએ—ક્યાં સૂઇએ?

આ૦ સ્ટે૦ મા: મારા ખોળામાં! જગ્યા નથી ત્યાં હું શું કરૂં? તમારે માટે ખાટલા ઘડવા બેસું?

મુસાફર: પણ આ સાહેબો અમસ્થા બે ખુરશી બગાડતા બેઠા છે, તે એક આપે તો શું?

એક ઊંઘેલ સાહેબ: (ઊઠીને) યુ ડૅમ! કીતના અવાજ કરતા હે—સોને દો! હમકો.

સ્ટૅનલી: અલ્લો ડેવિડ! યુ હીઅર!

ડેવીડ: ડ્યૂટી, બ્લડી ડ્યૂટી! ગોઇંગ લાઇન.

આ૦ સ્ટે૦ મા: અરે મિ. ડેવીડ, તમારો વાયર હતો! હોમ લાઈન ટેલિફોન પણ બગડેલો છે.

ડેવીડ: બ્લી બ્લોન બ્લડી ફોન ઍન્ડ હૉમ લાઈન! અચ્છા—ટ્રેનકા ટાઇમ પર જગાઓ.

મુસાફર: પણ માસ્તર સાહેબ! આ બધા રેલવેના નોકરોથી જ આખો વેઇટિંગરૂમ ભર્યો છે, તો મુસાફરો કયાં જાય?

આ૦ સ્ટે૦ મા: જાગરણ કરે મુસાફરો, બીજુ શું? કંઈ સૂતેલા હોય તેમને ઘસડી બહાર નાખું?

મુસાફર: પણ કાયદો શું કહે છે?

આ૦ સ્ટે૦ મા: અરે કાયદો? રેલવેમાં વળી કાયદો?

[નોકર આવે છે.]

નોકર: માસ્તર સાહેબ! ફોન પર બોલાવે છે.

આ૦ સ્ટે૦ મા: લો જુઓ માસ્તરના અવતાર! તમને સુવાડે કે પણે લોથને જવાબ દે. (ઉતાવળે ચાલ્યો જાય છે.)

મુસાફર: રેલવેમાં પૈસા ખરચતાં પણ સગવડ નથી મળતી.

[બહારથી ઘંટા સંભળાય છે.]

સ્ટૅનલી: બ્લડી લાઇન કલીઅર.

જોન્સ: યસ, યુ લીવ એટ—સ્ટૅનલી?

સ્ટૅનલી: હુ ફિફ્ટીન.

જોન્સ: ઓઉ! હમ એક ઘંટા સોએગા—એ છોકરા! યે સબ લે જાઓ, બોલો.

[ટ્રેમાં બે આના નાખે છે. એક કૅરેજ સ્ટાફનો નોકર હાથમાં હથોડો લઇને આવીને એક સૂતેલા સાહેબને જગાડે છે.]

નોકરઃ કૅરેજસાબ! કૅરેજસાબ!

કૅરેજસાબઃ ક્યા હય—સાલા કોન હય?

નોકરઃ સાબ! સા'બકા સલૂન સિક હો ગયા હે—વો દેખનેકા હે.

કૅરેજસાબઃ સાલે ખડ્ડેમેં ગયા ઓ સલૂન. (આંખો ચોળતો બેઠો થાય છે.) ઓ કોન, જોન્સસાબ! ગુડનાઇટ. કીધર જાતા?

જોન્સઃ ઓ ભવાનસિંગ! ક્યા તુમ નાઇટમેં હો. અમ ગુડ્સ જાતા.

ભવાનસિંગઃ હા, નાઇટમેં હું. યે દો ગાડી નિકાલ કે જરા નીંદ· નેકો ઇધિર આયા તો નયા ઝગડા આયા.

જોન્સઃ અરે અભી તુમ વૅક્યુમ બરાબર નહિ દેખતા—ઓર રસ્તેમેં હમલોક બૉત હેરાન હોતા—

ભવાનસિંગઃ હમ ક્યા કરે—દેખતા તો બરાબર—મગર (બોલતાં ફૅંટો–ડગલો–પહેરતો રહે છે.) હોસપાઇપ લીકિંગ રહેતી. અચ્છા–આતા હું યે સલૂન દેખ કર; ગુડ નાઇટ!

[મુસાફર ભવાનસિંગની ખાલી પડેલી જગ્યા પર આસ્તેથી બેસે છે. અને એના ગયા પછી એનું બિસ્તર લપેટી પોતાનું પાથરી સૂએ છે.]

સ્ટૅનલીઃ અભી તુમકો જાગા મિલી.

જોન્સઃ વો કૅરેજ એકઝામિનર હય–અભી આયગા તો તુમકો ઉઠાયેગા.

મુસાફરઃ ઉઠાયેગા ક્યા—રાતની નોકરી કરે છે કે મશ્કરી. વેઇ· ટિંગ રૂમ કંઇ રેલવેના નોકરોને રાતે સૂવા માટે નથી.

સ્ટૅનલીઃ ડોન્ટ બૉધર! બ્લડી ઇડીઅટ!

[ચાવાળો આવે છે.]

ચાવાળોઃ સા'બ દુસરા દો આના દો.

જોન્સઃ કયા?

ચાવાળો: ઇસિપીસલ ચા કા. દો કોપ કા ચાર આના–

જોન્સ: ચલે જાવ, બ્લડી ફૂલ! કેક્સ ભેજા નહિ, અભી જાસ્તી પેસા મંગતા? યે લોક બૉત બદમાશ હય.

ચાવાળો: પણ સા'બ બે કોપના ચાર આના તો ખરાને?

જોન્સ: જાઓ બ્લડી! પૅસેન્જરકુ અયસા સતાતા હે?

ચાવાળો: સા'બ કાયદો છે.

જોન્સ: ડૅમ યુ બ્લડી, કાયદા બતાતા? એઇ! કેટરિંગ ઇન્સ્પેક્ટર કૉન હે?

સ્ટૅનલી: યસ, કૉલ હીમ.

ચાવાળો: સા'બ!

જોન્સ: બ્લડી સ્વા . . . ઈ . . . ન!

[ધક્કો મારી બહાર કાઢે છે. ચાવાળો બબડતો ચાલ્યો જાય છે.]

ધીઝ બ્લડી ઇન્ડીઅન્સ! યસ સ્ટૅનલી, તો યે લક્સમન કા કયા ઝગડા હે? એ પૅસેજ કા ઓર દુસરા કુછ હે?

સ્ટૅનલી: નહિ માલૂમ તુમ કો? લક્સમન રીલેટિવ ક્લેઇમ કરતા હય. વો બોલતા ઇસિકા બાપ કા બાપ ઓર અપના ફાધર કા કુછ રિલેશન હે–તો જૉઇન્ટ પ્રૉપર્ટી બોલતા.

જોન્સ: બ્લડી ફની! ઉસકુ વકીલકી નોટીસ દો.

[બહાર સ્ટેશન પર ઘંટ વાગે છે. ને ધીમે ધીમે દૂરથી આગગાડી આવવાનો અવાજ સંભળાય છે.]

સ્ટૅનલી: ઓ બ્લડી ટ્રેન! ઓલરાઇટ, ગુડ નાઇટ. યૉર ગુડ્સ આફ્ટર વન આવર.

જોન્સ: ગુડ નાઈટ! સ્ટૅનલી, ગુડ નાઇટ!

સ્ટૅનલીઃ ચીયર યૂ!

[બહાર જાય છે; બીજા બે-ત્રણ જણ પણ ઊઠીને બહાર જાય છે. ધીમે ધીમે ગાડી નજીક આવતી જાય છે અને બારણામાંથી ગાડીના દીવા દેખાય છે; બહારની દોડધામનો આભાસ આવે છે.]

જોન્સઃ (સૂતેલા મુસાફરને) એઇ પૅસેન્જર! તુમ નહિ જાને વાલા?—

મુસાફરઃ નહિ; હમ આ બાજુ નહિ. પેલી બાજુની ગાડીમાં મળસ્કે જવાના.

જોન્સઃ ઓ! (સૂવાની તૈયારી કરે છે. પાસેની પેટીમાંથી વ્હિસ્કીની ભરેલી નાની બાટલી કાઢે છે. પછી નારણીઆને) એઇ છોકરા! જાઓ, એક ગ્લાસ સોડા લે આઓ. લો યે પૈસા. (નારણ જાય છે.)

[થોડીવારે રૂખી ડોકિયું કરે છે.]

રૂખીઃ (ધીમેથી) નારણીઆ! નારણીઆ!

જોન્સઃ હે—કોન—તુમ? ઇધર ક્યું આયા?

રૂખીઃ હાય રે મૂઓ જોન્સ! (ચીસ પાડી બહાર ચાલી જાય છે.)

જોન્સઃ એઇ! એઇ!

[—કરતો બાટલી સંતાડવા પ્રયત્ન કરે છે; પછી બહાર જાય છે,—કંઈક વારે નારણીઓ સોડા લઇને દાખલ થાય છે, તરત જ પાછળ રૂખી પણ દાખલ થાય છે.]

રૂખીઃ નારણીઆ! ક્યાં છે તારા બાપા!

નારણીઓઃ એ આ ગાડીએ નથી જવાના બા.

રૂખીઃ તો?

નારણીઓઃ કલાક પછી, ગુડ્સમાં.

રૂખીઃ લે તો આ રોટલાનું પોટલું, આલી દેજે. હં.

નારણીઓઃ વારૂ, બા!

રૂખીઃ હારે દરાવર કોણ જા છ, તને ખબર છે કે?

નારણીઓઃ આ જોન્સ સાબ, બા.

રૂખીઃ સત્યાનાશ! એ રોયો કાં પાને પડ્યો, મૂઓ દારૂડીઓ! આ એનું જ ગલાસ છે કે?

નારણીઓઃ હા, બા—ને તું બેહજે, એ મારો જીવ લેવાનો આજે.

રૂખીઃ એ પેલા નળની બાજુમાં બેઠી છું, બેટા! એ જાય કેડે આવજે. હંગાથે ઘર જઇશું.

નારણીઓઃ પાંચ વાગ્યા વના નહિ નેકરાય, બા!

રૂખીઃ તોયે હું બેઠીછ બેટા, આવજે.

[જોન્સ દાખલ થાય છે.]

જોન્સઃ એઈ, વેઇટિંગ રૂમમેં ક્યા ખટપટ કરતા હે, યુ બ્લડી નીગર! અંદર કાયકુ આતા? બહાર જાઓ.

[રૂખી તરત ખૂબીથી ચાલી જાય છે. ગ્લાસમાંનો સોડા લીધા પછી, નારણને]

તુમ બી બહાર જાઓ, ડૅમ!

[બાટલીમાંથી થોડો સોડા દારૂ કાઢી નાખે છે ને પીએ છે.]

છોકરા! છોકરા! (નારણ આવે છે) દેખો હમકો તીન બજે જગાઓ. ઓર માસ્તરકો ભી બોલો. નયા ડીપોટી આયગા—ડ્યૂટી ચેંજ હોગી, ઇસકો ભી બોલો. ઓર હમકો સતાઓ મત.

નારણઃ અચ્છા સાબ!

જોન્સઃ વો તુમ્હારી મા કીધર ગઈ? (સૂઈ જતાં જતાં) ટ્રાલાલા લા લા લા.... લા લા લા લા......યૂબૉની લાસી ઇઇ.... એઇ

છોકરા! બત્તી બુઝાઓ.

[નારણ આવી બત્તી બુઝાવે છે.]

ટ્રાલા લા લા....

[બહારથી ગાડી ઊપડી જાય છે—ધીમે ધીમે. ને જોન્સ ઊંઘી જાય છે. પછી કંઈક વારે અંદર રૂમમાં કોઈક આવતું જણાય છે.]

ભવાનસિંગ: (મોટેથી) હમારા બિસ્તર પર યે કૌન સોતા-ઊઠો.

મુસાફર: ક્યા હૈ-શું છે-ગાડી આવી?

જોન્સ: (ઝબકી) છોકરા-છોકરા-બત્તી લગાઓ-બત્તી લગાઓ! એન્જિન ફેલ હો ગયા!

[નારણીઓ દોડતો આવી બત્તી કરે છે. ભવાનસિંગ મુસાફરને પકડીને ઉઠાડતો દેખાય છે.]

મુસાફર: છે શું? જીવ કેમ લેવા બેઠા છો? રેલવેના નોકર છો ને મુસાફરો પર આટલો જુલમ? આટલી જગ્યા પડી છે તો યે અહીં જ સૂવાનું સૂઝે છે?

જોન્સ: ડૅમ ધિસ નૉઇઝ. છોકરા! સ્ટેશન માસ્તર કો પૂછો કિતના ટાઇમ હુઆ.

ભવાનસિંગ: સારા ખંડમેં અંધારા કર દીયા—તો મેં—

મુસાફર: પણ તો દીવો કરી જોવો હતો?

જોન્સ: (ખૂબ જ જોરથી મોટેથી ત્રાડ નાખતો) શટ અપ! યૂ ફૂ......લ.

[ને પડદો]

# અંક ૨ . . . પ્રવેશ ૧

## પાત્રો

આસિસ્ટન્ટ સ્ટેશન માસ્તર, ૧ લોક, ૨ લોક, રામલો, રૂખી, ગોરો સાહેબ, હરગોવન, દયાળજી, અણહુલ-કરીમ, હરજીવન, બુકસ્ટૉલ કીપર, માણેકશા, લોકો.

વખત બપોરનો. સ્થળ સ્ટેશન માસ્તરની ઑફિસ. 'લોક' શબ્દમાં મુસાફર, રૈયત, પ્રજાજન, વાણિત, શહેરી, ગ્રામજન, એમ જનતાના કોઈપણ વર્ગના ઈસમો સમજવા. આસિ૦ સ્ટેશન માસ્તર તે પહેલા પ્રવેશમાં આવે છે તે નહિ, પણ બીજા જ છે.



[સ્ટેશન માસ્તરની ઑફિસ. વચ્ચે અને બાજુ પર ટેબલ. સ્ટૂલ, ખુરશી, ટેબલ વગેરે રેલવેમાં હોય છે એવાં જાડાં, નક્કર. સામાં બારણાંની બહાર પ્લૅટફૉર્મ કલ્પી લેવું. બાજુની બે બારી ખુલ્લી પણ હોય, બંધ પણ હોય. એક બાજુ ટિકિટબારી ને બીજી બાજુ કંટ્રોલના ફોન છે. બધું ઉપરના નકશામાં બતાવ્યા પ્રમાણે ગોઠવેલું છે.

આ૦ સ્ટે૦ માસ્તરઃ (બહુ કામમાં) શું છે ભાઇ તમારું? કેમ જીવ ખાઓ છો?

૧ લોકઃ સાહેબ! અમારો કંડીઓ નથી આવ્યો, રસીદ તો ગઈ કાલની આવી ગઈ છે.

આ૦ સ્ટે૦ માસ્તરઃ તે હું શું જાણું? હું ઊંચકી લાવવાનો હતો તમારો કંડીઓ! મને પૂછો છો તે; અહીં નોકરી કરીએ કે તમારા કંડીઆ તપાસતા બેસીએ? આજે નથી આવ્યો તો કાલે આવશે. લે એ કોણ છે? ઈસરીઆ! ક્યાં ટરી ગયો. લે આ કાગળ કૅરેજવાળાને આપ!

૧ લોકઃ પણ સાહેબ! એમાં ફ્રૂટ છે અને ઘરમાં માંદા માણસ માટે મંગાવ્યું—

આ૦ સ્ટે૦ માસ્તરઃ તે રેલવે કંઈ તમારા માંદા માણસો માટે ચાલે

છે? ફરૂટ છે તો બે દિવસ મોડું આવશે, ખાઈ ગયા હશે કોઇ રસ્તે. બરાબર પૅક નહિ કર્યું હોય. પૈસા બચાવવા ગયા હશે, ભાઈ.

૨ લોકઃ (આવે છે) સાહેબ!

આ૦ સ્ટે૦ માસ્તરઃ તમને વળી શું છે?

૨ લોકઃ રાતની ગાડીમાં રીઝર્વ્ડ જોઇએ.

આ૦ સ્ટે૦ માસ્તરઃ જીવ લેવા આવો છો, જીવ. જાણે તમારા બાપના નોકર.

૨ લોકઃ કોને કહો છો, માસ્તર!

આ૦ સ્ટે૦ માસ્તરઃ અરે તમને નથી કહેતો ભાઇ, તપી ના જાઓ; બોલો શું છે?

૨ લોકઃ બે સેકન્ડ ને એક થર્ડ રીઝર્વ્ડ જોઇએ, રાતે.

આ૦ સ્ટે૦ માસ્તરઃ એમ રીઝર્વ્ડ નહિ મળે. ૨૪ કલાક પહેલાં કહેવું જોઇએ. અત્યારે આવો તે કંઈ ચાલે? થર્ડ રીઝર્વ્ડ એટલે? કેટલી ટિકિટ છે?

૨ લોકઃ આઠ.

આ૦ સ્ટે૦ માસ્તરઃ તે નહિ ચાલે. દશ થર્ડની ટિકિટ હોય તો મળે, ભાઈ; કાયદો જાણ્યા વિના શા માટે હેરાન કરો છો?

[સિપાઈ કંઈ તાર લાવે છે.]

વળી શું મોકાણ છે? (વાંચે છે:)

૨ લોકઃ માસ્તર! અમે શું ખોટી થઇએ?

આ૦ સ્ટે૦ માસ્તરઃ તો શું થાય? આ નોકરી કરીએ કે તમારી સાથે ગપ્પાં માર્યા કરીએ? જુઓ છો તમે, કે હું નવરો બેઠો છું? એઈ! ઈસરીઆ! રામલા! કોઈ નથી? કાં મરી ગયા એટલામાં.

[એક નોકર આવે છે.]

જા! કૅરેજવાળાને કહે કે સલૂન નંબર સૅતાળીસ થ્રી ફોર્ટી નાઇન ડાઉન જશે.

જો! એ મૂરખા! ફૅરેન્જવાળાને કહે કે લાઈટ બાઇટ પંખો જાજરૂ બધું બરાબર રાખે! નહિ હશે તો વળી પાછી મોકાણ! સાલાઓની ચાપચીપ ઓછી છે? આ સાહેબ તો તીખો છે; સાંભળ્યું કે?

[ફોનની ઘંટડી વાગે છે.]

કેમ હવે તને સનેપાત થયો? જુઓ, તમે જુઓ! મને ફુરસદ કેટલી છે તે! (જાય છે) અલાવ! યસ! ફોર ટુવેન્ટી ટુ નીકળી! વારૂ, આવવા દો, હા, તબેલા ખુલ્લા છે. કોણ? રનિંગ લેટ? મરશે સાલો, આપણે શું? વારૂ.

[પાછો આવીને બેસે છે.]

૨ લોકઃ વારૂ દશ ટિકિટ લઇશું, બે વધારાની ખરીદશું, રીઝર્વ આપશો કે નહિ?

આ૦ સ્ટે૦ માસ્તરઃ એમ? બે ટિકિટ રેલવેને ખટાવશો તે રેલવે શું તમને ભારા બાંધી આપવાની છે, આપણા લોક જ એવા!

૨ લોકઃ તમે કંઈ રસ્તો બતાવોને? આજે રીઝર્વ તો જોઇએ જ.

આ૦ સ્ટે૦ માસ્તરઃ ભાઈ, જરા ઊભા રહો, કહું છું; બેસો. એ રામલા! ખુરશી આપ શેઠને. શું જાન જવાની છે, કે વહુવર?

૨ લોકઃ વહુવર.

આ૦ સ્ટે૦ માસ્તરઃ એમ પરણી ચાલ્યા; અમારા ગામની છોકરી લઈ ચાલ્યા; બોલો ભાઈ શું છે તમારૂં? તમારો કંડીઓ નથી આવ્યો. બુકિંગ ઑફિસમાં જોયું?

૧ લોકઃ ત્યાં નથી તેથી તો અહીં આવ્યો.

આ૦ સ્ટે૦ માસ્તરઃ ત્યાં નથી, તો નથી. હું કંડીઓ કંઈ નવો પેદા કરવાનો હતો? સાંજે ખબર કાઢજો.

૧ લોકઃ અરે સાહેબ! ખબર કાઢવી એટલે બીજા બાર આના ગાડીના.

આ૦ સ્ટે૦ માસ્તરઃ પણ ત્યારે હું આવીને તમારે ત્યાં મૂકી જાઉં

બોલો ભાઇ! જુઓ ભાઈ! એમનો કંડીઓ નથી આવ્યો તેમાં હું શું કરૂં? એન્જિન લઇને જાઉં ને લઈ આવું? (૧ લોક જાય છે.)

આ૦ સ્ટે૦ માસ્તરઃ બોલો શેઠ! જુઓ, દશનું લેબલ મારી આપશું; એક ટિકિટના—

૨ લોકઃ હા, હા, તેમ કરો; તો એમ કહોની?

આ૦ સ્ટે૦ માસ્તરઃ હવે તમે સમજો છો, ને ક્યાં બોલાવો છો? એ તો આ તમે આટલા સમજો છો. નહિ તો વળી કોઈ પબ્લિક આવશે, તે 'એઈ! માસ્તર! કાયદો જુઓ!' ભાઇ કાયદો બતાવશે. અરે હા ભાઇ, કાયદો! સાલો રેલવેનો કાયદો! અહીં તો પોલંપોલ છે. જાય તો હાથી નહિ તો ટાંકણી માટે ઝેર ખાવા નીકળે. પણ ઠીક હવે—રાતના બારની ગાડી કની? ઑલરાઇટ! શું નામ, બોલો.

૨ લોકઃ રસિકલાલ માણેકલાલ શેઠ. (એક નોટ આપે છે.)

આ૦ સ્ટે૦ માસ્તરઃ 'અરે શેઠ ઍન્ડ પાર્ટી', ચાલોની, એ તો નક્કી.

[ઝડપબંધ ગજવામાં મૂકી દે છે.]

સાહેબ! અમારી આખી રેલવે ચાડીઆથી ભરી છે.

૨ લોકઃ તેની તમે ફિકર નહિ કરતા.

આ૦ સ્ટે૦ માસ્તરઃ ના, ના, તમારી વાત નથી કરતો.

[રૂખી બારણા આગળ આવી બૂમો પાડે છે.]

રૂખીઃ માસ્તર સાહેબ! ઓ માસ્તર સાહેબ!

આ૦ સ્ટે૦ માસ્તરઃ કોણ છે? ઊભી રહે બહાર. સાલાં, ક્યાંનાં રખડતાં અહીં આવે છે?

૨ લોકઃ ભાઈ, હું રજા લઉં છું.

આ૦ સ્ટે૦ માસ્તરઃ ઓ યસ! થૅંક્યુ, બે સેકન્ડ (નોંધતાં) અને દશ થઈ. તમે છ ટિકિટ લેજોની, હું બેસાડી આપીશ.

૨ લોક: પછી આગળ ઉપર કંઇ તકરાર નહિ થાય ને?

આ૦ સ્ટે૦ માસ્તર: એ તો હું ગાર્ડને કહી દઇશ; ઊભા રહો, જોવા દો કોણ ગાર્ડ છે; (જુએ છે) એ મંચેરશા ગોટલો! બસ, બસ, તમે બેફિકર રહો. સાહેબજી ભાઈ, સાહેબજી! જુઓ, ગાર્ડના હાથમાં એક બે ધોળાભાઇ સરકાવી દેજો.

૨ લોક: વારુ, સાહેબજી. (જાય છે.)

રામલો: છા'બ! બ્હાર પેલી રૂખલી કંઈ પૂછવા માંગતી છે.

આ૦ સ્ટે૦ માસ્તર: કેમ બચ્ચા! તારી કંઇ સગી બગી થાય છે, કે કંઇ છે તારે ને એને? સા—

રામલો: (હસતો) અરે નારે છાબ, હું તો બુઢ્ઢો થઇ ગ્યો ને હવે હું? આ તો પેલા કોક આગવાળાની બાયડી સે.

આ૦ સ્ટે૦ માસ્તર: પૂછ એને શું છે? માથાં શાની ખાય છે? આગવાળાની બાયડીને અહીં શું લેવું છે? જાય લોકોના કારખાનામાં (રામલો બહાર જાય છે) ટ્રાફિકમાં શું કામ આવી? સાલા રખડેલ! ભંગીઅણ હશે કોઈ; નાતાલની બોણી લેવા આવી હશે. તે કહે એને કે અહીં શું છે, જાય ડી.એલ.ઓ.ને બંગલે!

રામલો: છાબ! એ તો નારણીઆને માટે કે'તી છે; જે એને નોકરી પરથી કેમ કાઇઢો.

આ૦ સ્ટે૦ માસ્તર: કોને? નારણીઆને? કેમ કાઇઢો તે જઇને પૂછ ડી.ટી.એસ. સાહેબને.

રૂખી: (બારણામાં ઊભી) માસ્તર સાયેબ! આટલી આ પંખાવાળાની નોકરીમાં પાંચ રૂપિયા મળતા'તા, તેમાં યે ગરીબના પેટ પર કાં પગ મૂકો!

આ૦ સ્ટે૦ માસ્તર: અરે પણ ઉલ્લુ! મારા ઘરની વાત છે, કંઈ? અને શિયાળામાં તો બધા પંખાવાળાને રજા જ આપવાની છે.

રૂખીઃ પણ સાયેબ! એને વટંગરૂમના ચારજ બૉયમાં તો રાખો, આજ દી સુધી તીંયા રાખેલો તે—

આ૦ સ્ટે૦ માસ્તરઃ હા, પણ હમણાં કાપકુપ ચાલી છે, તે નથી ખબર? રેલવે કરકસર કરવા નીકળી છે, તે બધા પંખાવાળાને ઓછા કર્યા!

રૂખીઃ ઓય બાપ! પાંચ રૂપિયામાં રેલવે ભૂખે મરતી'તી!

આ૦ સ્ટે૦ માસ્તરઃ ચલ હવે માથું ના ખા! રામલા, એને કહે કે તારૂં કંઇ વળવાનું નથી. અરે લાગ આવશે તો રેલવે અમને પણ લાત મારી કાઢશે, જાણેછ'.

રૂખીઃ વારૂ માસ્તર સાયેબ! બીજી કોઇ જગો ખાલી પડે તો જરા નારણીઆનું જોજો, માબાપ! એટલું જરા ધ્યાનમાં રાખો તો મહેરબાની.

આ૦ સ્ટે૦ માસ્તરઃ વારૂ વારૂ, જોઇશું. નોકરી એમ રસ્તામાં પડી છે ને?

રૂખીઃ માબાપ! તમારા હાથની વાત છે. અને માસ્તર સાયેબ એ હજી આયા નથી, તે પાછા કઈ ગાડીએ ફરશે.

આ૦ સ્ટે૦ માસ્તરઃ કોણ એ, તે તારો બાપ?

રૂખીઃ એ-બાધરજી!

રામલોઃ છાબ, એનો ધણી આગવાળામાં ગએલોની એ.

આ૦ સ્ટે૦ માસ્તરઃ તે મને શું ખબર, જા કારખાનામાં જઇને પૂછ.

રૂખીઃ અરે સાહેબ! હારી હવારથી ત્યાં જઈ ઊભી, પણ કોઇ એટલું યે નીં કેતા કે ક્યારે આવશે. કઇ ગાડીમાં પાછા ફરવાના છે એટલું જરા ખબર કઢાવી આપોને; બે દીમાં પાછા ફરી જાય, નહિ તો.

[ઈસરીઓ આવે છે]

ઇસરીઓઃ ડી.ટી.એસ. પલાટ પર આવેલો જો.

આ૦ સ્ટે૦ માસ્તરઃ જા, જા, ભાગી જા, પછી આવજે; મોટો સાહેબ આવ્યો છે—

રૂખીઃ માબાપ! મારા નારણીઆનું બને તો કહેજો—

આ૦ સ્ટે૦ માસ્તરઃ અરે જા હમણાં, નહિ તો તને ને મને બંનેને ખાઇ જશે. હસરીઆ! લાવ પેલી ટોપી; એ આફત અત્યારે ક્યાંથી આવી? રામલા! જો જરા ધ્યાન રાખ, લોથ ક્યાંસ્યાં જાય તે.

[રામલો જાય છે. એ તૈયાર થઈ કાગળિયાં ઊથલાવતો બેસે છે. ગોરો સાહેબ ટંગીઓ ને ખમીસ પહેરી દાખલ થાય છે. બારણામાં પેસતાં જ.]

ગોરો સાહેબઃ ટૉમી! ટૉમી! એ; એઇ! ઇસકુ દેખો બરાબર!

[એમ કહી કૂતરાની બહાર જ સુપરત કરે છે ને તરત કૂતરાના ભસવાનો અવાજ સંભળાય છે. દરમિયાન સાહેબ ફ્રોન પર જાય છે.]

આ૦ સ્ટે૦ માસ્તરઃ (એકદમ ઊભો થઇ) ગુડ મૉર્નિંગ સર!

[સાહેબ ફક્ત ડોકું જ હલાવી જવાબ આપે છે, ને ફ્રોન પર ન સમજાય એવા અંગ્રેજીમાં વાત કરે છે. તે પાછો એટલા જ તાપમાં બારણા સુધી જઈ 'ટૉમી, ટૉમી' બૂમ મારતો ચાલ્યો જાય છે ને માસ્તર વગેરે છુટકારાનો દમ ખેંચે છે.]

આ૦ સ્ટે૦ માસ્તરઃ હા ... શ!

રામલોઃ એ હલકીનો શું લવારા કરી ગીએલો?

આ૦ સ્ટે૦ માસ્તરઃ એના બાપને સાલમુબારક કરી ગયો. આઠ દિવસ હવે ફ્રોન પર 'હૅપી ન્યૂ યિઅર' જ ચાલ્યા કરવાનું.

રામલોઃ અરે, બાપ તો એનો મરી ગયેલો; એના બનેવીને કીધું ઓહે રે.

આ૦ સ્ટે૦ માસ્તરઃ હવે એના ગમે તે સગાને કીધું હશે, તારે શું? જો તો, વાહળ ક્યાં ક્યાં ભમે છે? (રામલો બહાર જાય છે) ખરે બપોરે ક્યાંથી ફૂટી નીકળ્યો? એ બી એક આફત છે.

રામલોઃ એ તો ગયલો, ઇદ્રિ બંગલા તરફ, મડમ પાહે.

આ૦ સ્ટે૦ માસ્તરઃ ગંગા ન્હાયા!

[મેલો જાડો હાફકોટ, તથા મેલું ધોતિયું ને ગખમલની ગોળ ટોપી પહેરીને એક જાડો માણસ પ્રવેશે છે. એનું નામ હરગોવન.]

હરગોવનઃ સાહેબજી, માસ્તર સાહેબ!

આ૦ સ્ટે૦ માસ્તરઃ ઓહોહો, હરગોવન! અત્યારે? કેમ સાહેબોને કંડીઆ મોકલાવી ચૂક્યો?

હરગોવનઃ અરે સાહેબ! એમ કંઈ એક કંડીએ એમનાં પેટ ભરાશે?

આ૦ સ્ટે૦ માસ્તરઃ એમ એમ? બોલ હવે ગઈ મોસમમાં તો રડાવ્યા, આ મોસમમાં શો હિસાબ છે. એ! ઈસરીઆ! રામલા! ઇસ્ટોલવાળાને ચાનું કે' તો!

હરગોવનઃ નહિ નહિ, ચા તો હમણાં જ પીધી—

આ૦ સ્ટે૦ માસ્તરઃ બેસ બેસ, હવે. દા'ડામાં દશ ક્રોપ ચડાવવાવાળો તું પાછો મારી અગાડી સફાઈ કરે છે. જા અલ્યા, ગયો કે? બોલ!

હરગોવનઃ તમારી મહેરબાની જોઇએ, બીજું સું.

આ૦ સ્ટે૦ માસ્તરઃ અમારી મહેરબાની, એમ? તારી તો જીભ જ ન્યારી છે. કેમ આ વખત કેટલો માલ ધારે છે?

હરગોવનઃ ત્રીસેક વૅગન તો મારે હમણાં જોઇએ. પહેલા ફાળાનું ઘાસ હવે બંધાઈ રહેવાનું. ત્રીસ પાંત્રીસ વૅગન તો જોઈવાના.

આ૦ સ્ટે૦ માસ્તરઃ અને વૅગન દીઠ અમને શું ખટાવવાનો?

હરગોવનઃ આમ બોલો છ માસ્તર સાહેબ? કોઈ વરસ તમને ભૂલ્યા છીએ.

આ૦ સ્ટે૦ માસ્તરઃ અરે ભાઈ! આ જમાનામાં સગા ભાઇનો ભરોસો નહિ. હરગોવન! જાણે છે, હમણાં શી કાપકુપ ચાલે છે તે? સાલા પચાસ રૂપિયાના માસ્તરો પર કાપકુપ અને બાર માસ્તર કાપશે! ને

હજાર હજારના એ એના મામામાશીના વિલાયતથી લાવી અમારે માથે ઑફિસરમાં બેસાડશે. પછી તે મસાણમાં ફરકસર થાય! (ચા આવે છે)

હરગોવનઃ એ જ છે તો, સાહેબ.

આ૦ સ્ટે૦ માસ્તરઃ લે ચા પી, ચા. (એવામાં દયાળજી સાહેબજી કરતા આવે છે) આવો દયાળજી! અલ્યા એક વધારે કપનું કહી આવ તો.

હરગોવનઃ અરે માસ્તર! આ તમારા ચા વાળાની જાહેર ખબર વાંચીને હું તો અજબ થઈ ગયો! સું ધતીંગ છે!

દયાળજીઃ અરે ભલા માણસ! એ તો રેલવેનું જાદુ છે. જો ભાઈ! આ ઇસ્ટોલ પરથી હું હમણાં આઇવો. ને તાંથી આ ફરફરિયું લાઇવો. હહરીના કેવીકેવી જાતનાં હૅન્ડબિલ છાપે છે તે તો જુઓ.

આ૦ સ્ટે૦ માસ્તરઃ એ શું દયાળજી! નવું કંઈ લઈ આવ્યા? અમારા દયાળજીના ગજવામાંથી કંઈ નવાજૂની તો નીકળે જ. દવાની જાહેર ખબરો, નાટકનાં પ્રોગ્રામો, કોઈના લગનની કંકોતરી અથવા કંઈ નહિ તો કોઈ વાર્તાની ચોપડી, છાપું, ચોપાનિયું, કંઇનું કંઈ લાવવાના જ.

દયાળજીઃ અરે ભાઈ! રાત ને દિવસ નહિ તો જાય કેમ? સાલી ગાડીઓનો ટાઇમ એવો કે વચ્ચે નહિ એક ઝોકું ખવાય. બધી ગાડીના ચક્કા ઠોકવાના, એટલે ગાડી પર તો હાજર. આ તો વચમાં વાંચીએ.

હરગોવનઃ હા, હા. વાંચવાનો બી એક શોખ છે. પણ આ લાવોની તમારૂં સું છે.

દયાળજીઃ ઊભા રહો, ભાઈ! એમ ઉતાવળ કરો તે નહિ ચાલે. આ લ્યો, (ચીંકણી કાઢે છે) ખેંચો. હં; માસ્તર તમને ખબર નહિ? આ મારા દીકરા ઉપરવાળાઓએ આ નવું ધતીંગ લગાવ્યું છે. લાઈન પર જેટલા સ્ટૉલ તેને માટે એક ઇન્સ્પેક્ટર બનાવ્યો છે. હવે આ ઇન્સ્પેક્ટર, એને મારા બેટાને ફર્સ્ટ ક્લાસનો પાસ, ચારસો રૂપિયા પગાર અને ટેશને

ટેશને ઝાપટે તે જુદું.

આ૦ સ્ટે૦ માસ્તર: પણ એ ઢોચકાનું કામ શું?

દયાળજી: અરે કામ? યે ખુમચા પર જરા જાલી લગાઓ; યે જલેબી જૂની હૈ; યે શેરડીવાળીકો મત આને દો; યે કેલાવાલાકા કપડા અચ્છા નહિ. જ્યાં ત્યાંથી દોઢિયાં કઢાવે ને ચાખવાને બહાને ડોઝરું ભરે એ જુદો.

આ૦ સ્ટે૦ માસ્તર: એની જાતને ડા'મ દે!

દયાળજી: અરે ડા'મ તો દે આપણને. જુઓ આ હૅન્ડબિલ! એમાં ચાના ગુણ લખેલા છે. (વાંચે છે) 'ચાથી શરદી મટે છે, અને ગરમીમાં થંડક આપે છે. ચાથી ન્યૂમોનીઆ, ટાઇફાઇડ અને મેલેરીઆ તાવ મટી જાય છે.' પછી આ ચા કેમ બનાવવી તેની સૂચના આપે છે. કહો સાહેબો! મારા દીકરાઓ આપણા વૈદ ડાક્ટરની જાહેર ખબરોથી પણ વધ્યા. હું તો એમ પૂછું, કે સાલા લોક તે ભણેલા છે કે બેવકૂફ છે? આંધળાઓ રોજ ગાડીમાં જાય આવે, આમ જાહેર ખબરો વાંચે, પણ કોઈ દિવસ એને ઝપેટી નાખે એવી વાંચી છાપામાં બે લીટી?

હરગોવન: એ તો એમ કે આવી નજીવી વાત પર ધ્યાન કોણ આપે?

દયાળજી: અરે નજીવી શું, હરગોવન! આપણું ગરીબ લોક! બચારા આ વાંચે ને ભોળવાઇને ચા ઢીંચે. કે' કે લાવને, એક આનામાં ઝણઝણાટ આવશે ને તાવ મટશે.

આ૦ સ્ટે૦ માસ્તર: પણ આટલાં બધાં ચાનાં વખાણ કરવાનું કારણ?

દયાળજી: હાં, એ જ છે ને વાત! આ સાલી રેલવે છે ચોટ્ટી! બોઇલો એ ફાઇવો. આખી રેલવે પર બ્રુકબૉન્ડનો કન્ટ્રાક્ટ. એ સિવાય ચા નહિ વપરાય. ઇસ્ટૉલવાળાને બોલાવો, હમણાં આપણે પૂછીએ. તે યે કે'શે, કે બ્રુકબૉન્ડ નહિ વાપરે તો એના ડબ્બા સાફ. હવે આ

ઇન્સ્પેક્ટર ને બુકઑન્ફવાળો એ મળેલા. એ હલકીનો એના રુચ્યા ગમે ચાલતો ફરે. માસ્તર સાહેબ તમે ને હું તો સાત પેઢીએ ચારસોનો પગાર જોઈશું, પણ આ અડધીઆને ચારસોનો સ્ટાર્ટ, ને બધ્ધું જુદું.

આ૦ સ્ટે૦ માસ્તરઃ કોણ છે એ?

દયાળજીઃ અરે છે, કોઈ સ્મિથ. મદ્રાસ તરફનો ટેડો સાલો. કિરીસ્તાન થઈ ગયો ને ટંગીઓ ટોપી પહેર્યાં કે સાહેબ! કંઈક ઊભટી આવ્યા છે, એવા તો અહીં.

આ૦ સ્ટે૦ માસ્તરઃ લ્યો લ્યો હવે થંડા થાઓ, હરગોવનને આ મોસમમાં તીસ વૅગન જોઈવાના.

દયાળજીઃ તે જોગવાઈ કરહુંસ્તો, કંઈ એને ના પડાવાની છે.

[હાજી અબદુલકરીમ મુસા, મુસલમાન, ગોરો, દાઢી સાથે, માથે ટાલ, હાથમાં લાકડી, ઈજાર ને લાંબું પહેરણ, મુસાફરીનો થાકેલો, પ્રવેશે છે.]

અબદુલકરીમઃ માસ્તર સાહેબ! ઓ કૅરેજવાળા સાહેબ! હવે કંઈ અમારૂં કરો ને?

દયાળજીઃ આવ મિયાં, તું યે આવ; તારી જ ખોટ હતી.

આ૦ સ્ટે૦ માસ્તરઃ કેમ તારૂં શું છે, વળી? કંઈ દાગીના ખૂટે છે?

દયાળજીઃ અરે ભાઈ? રાતનો ટટળે છે, તે ડેપ્યુટીએ તો બનતું કીધું. હવારનો માફં માથું ખાય છે. રાતની ગુડ્સ કૅન્સલ થઈ, તેમાં એનાં દશ વૅગન. ભેંસ, ઘોડાં ને બકરાં ભરેલાં. પેલી મ્યુનીસીપલની મોકાણમાં ગુડ્સ તો કૅન્સલ કરી. અને હવે હમણાં બીજી ગુડ્સ નથી. એક ગઈ તે ઑવરલોડ ગઈ.

આ૦ સ્ટે૦ માસ્તરઃ તે એનું શું છે? રાતે જશે!

અબદુલકરીમઃ અરે સાહેબ, રાતે શું જાય? મારી નહિ તો

બિચારાં જાનવરની તો દયા કરો. બે માઇલ આઘી સાઇડિંગમાં વૅગન નાખ્યાં છે. નથી ત્યાં પાણી. જાનવર બૂમ પાડીપાડીને થાકી ગયાં. ચારો તો ગરીબ માણસ કેટલો ને ક્યાંથી લાવું? ગામમાં મારા દીકરાને મોકલ્યો તે ચાર ભારા ઘાસ લાવ્યો. સાહેબ એક દિવસનો વધારાનો ખર્ચ કંઈ કંપની આપવાની હતી? અત્યારે કંઈ ગાડી જતી હોય તો મારું કરોની સાહેબ!

આ૦ સ્ટે૦ માસ્તરઃ અરે હા ભાઈ! અમારા બાપની રેલવે છે ને? તું અહીં બૂમો પાડે તે શું વળે?

અબદુલ૦: સાહેબ તે, જાનવરને પણ જીવ છે કની? બચારાં વૅગનમાં ગૂંગળાઈ મરવાનાં. સાહેબ, ગરીબ માણસ છું.

દયાળજીઃ અરે ભલા માણસ! તું ગરીબ ને અમે સાહેબ? રખે ભૂલ કરતો! આ ટોપાં ને ડગલાં તો રેલવઈનાં ભાડૂતી. ઘરમાં તો તારા જેવાં જ કપડાં પહેરીએ અમે; પણ આ તો સાહેબડાની આંખો શરમાઈ જાય એટલે અમને આવા કોકા પહેરાવે. જો, તું જા, ડી.ટી.એસ.ને બંગલે, ને કહે એને. બેઠા હશે હમણાં મડમને ગોદમાં લઇને.

અબદુલ૦: સાહેબ! હું ક્યાં ત્યાં જાઉં; મહેરબાની કરો તો ઠીક.

દયાળજીઃ અબદુલ મિયાં! ગાડી મારા ઘરની હોય તો તને હમણાં એક અંજિન આપી દોડાવી મૂકું. પણ આ તો ભિખારચોટની રેલવે છે. દયા કે ન્યાય કે ખાનદાની રેલવેમાં નથી. હમણાં મડમનું માથું દુખે કે ની, તો બાર ફોન થાય, ને બત્રીસ નોકર ને બાવન ગાડીઓ દોડે, ને બોતેર ગામના ડબ્બા લઈ આવે. એને તારા ઢોરની શું પડી, બાપા? એને તો ઢોર તેવો તું, ને તું તેવા અમે; અને આપણે બધા યે આ લોખંડ ને લાકડા જેવા! જ્યારે જઇએ ત્યારે ટીપાયે ખરા, ને વહેરાયે ખરા!

આ૦ સ્ટે૦ માસ્તરઃ બરોબર છે, દયાળજી, બરોબર!

દયાળજી: જા ભાઈ! તું તારે પ્લૅટફૉર્મને એક ખૂણે નમાઝ પઢ અને ખુદાનું નામ લે. જે ગાડી પહેલી જશે, તેમાં તને મોકલશું.

અબદુલ૦: સાહેબ! મહેરબાની એટલી. ઓ ખુદા. (જાય છે.)

હરજીવન: લ્યો ત્યારે, હું પણ જાઉં છું. બેસો, સાહેબજી!

આ૦ સ્ટે૦ માસ્તર: કેમ બસ? વારૂ આવજે. આ દયાળજીને તો સાહેબજી કર!

હરજીવન: દયાળજી ભાઈ! સાહેબજી, સાહેબજી.

દયાળજી: સાહેબજી! નહિ ભાઈ, તું તારે માસ્તરને જ કર. અમને તો પહોંચી રહેશે.

[બે તાર આવે છે.]

આ૦ સ્ટે૦ માસ્તર: (વાંચે છે) વન બફેલો રન ઓવર. ચાલો, ઓછી થઈ એક. આ લ્યો, કૅરેજવાળાનો છે.

દયાળજી: લાવો ભાઈ! વળી કોઈ ગાલ્લું સિક પડ્યું હોહે. (વાંચે છે) સલૂન નંબર નાઈન્ટી ટુ વ્હીલ બેરિંગ લૂસ.કીપ ઍટેન્ડન્ટ રેડી;કૉપી ટી.એલ.ઓ. લોકો.. અરે માસ્તર! હું એમ પૂછું કે હડરીના સલૂનની વાત તેમાં અમારે કન્સર્ન, તેમાં આ હત્તર જણને કૉપી શું કામ આપતા હોહે?

આ૦ સ્ટે૦ માસ્તર: અરે ભાઈ, આ ભેંસ કપાઈ ગઈ તેની યે ઑલ કન્સર્ન મૅસેજ.

દયાળજી: એટલે આખી લાઇન કાં'ણે જાય, એમ? આ બચારાં જાનવરોની મૈયતનોંધ મને લાગે એકલી રેલવેમાં જ નોંધાતી હોહે જો.

આ૦ સ્ટે૦ માસ્તર: તો વરસની ફાઇલમાંથી નીકળેને, કેટલાં ઢોરાં કપાયાં તે?

દયાળજી: અરે ભાઇ! એ તો આ ડ્રાઈવર વળી મૂરખો, તે તાર આપેછ; નહિતો ઠંઈક ગાયો એમ કપાઈ ગઈ. અને એ સામે નહિ કોઇ

વિરોધ કે કોઇના અપવાસ. અને નહિ તો જરી જેવી વાતમાં આપણું લોક હોહા કરી મૂકે.(આ પ્રજા જ મૂરખ તો. ફેન્સિંગ નહિ ત્યાં તો રોજનાં ઢોર રેંહાતાં ઓહે. અને રડે બચારો ખેડૂત.)

આ૦ સ્ટે૦ માસ્તરઃ હાં હા, તમે ખેડૂત એટલે જ તો લખોની.

દયાળજીઃ અરે માસ્તર! છતી જમીને આ રેલવેનાં નોકરાં કરવાનો વખત આવ્યો. જમીન તો ધોળો હાથી. કાયા ઘસાઈ જાય ત્યારે સરકારવારો માંડમાંડ ભરી છૂટીએ. ઠીક છે. લો બેહો, આ સલૂનની રામણ માંડુની. અરે માસ્તર! આ સાલા સલૂનની વાત તો જુઓ. એક સલૂન, તે પર ચાર નોકરો. એક તો બબરચી; બીજો સલૂન એટેન્ડન્ટ–

આ૦ સ્ટે૦ માસ્તરઃ તે શું કરે?

દયાળજીઃ બધું કરે; ત્રીજો સાલો સિપાઈ, ને ચોથો મિકેનિક. મારો વાલો સાહેબ એક, તેની પાછળ આ વસ્તાર તો જુઓ. ને કહે કે કાપકૂપ કીધી!

આ૦ સ્ટે૦ માસ્તરઃ પણ તે બધા ચાર જણનું શું કામ?

દયાળજીઃ એજસ્તો! ચાર ખાંધીઆ જોઇએ ને, નહિ તો લોથ ઊંચકાય કેમ?

આ૦ સ્ટે૦ માસ્તરઃ બેસો બેસો જરા. અલ્યા સ્ટૉલ પરથી અત્યારનું છાપું લાવ તો. બીજી કંઈ નવાજૂની? દયાળજી, કહે છે કે પેલાને ડિસમિસ કીધો.

દયાળજીઃ કોને?

આ૦ સ્ટે૦ માસ્તરઃ નહિ પેલો ચોરીનો કેસ થએલો? મેઇલમાં સોર્ટિંગ કરનારો—ટપાલ ને રજિસ્ટર કાગળો ચોરતો'તો?

દયાળજીઃ હા હા, એ મેં સાંભળેલું ખરું.

આ૦ સ્ટે૦ માસ્તરઃ બડો બદમાશ નીકળ્યો. એ તો ટિકિટો બનાવતો પણ નીકળ્યો.

દયાળજીઃ ભાઈ આ રેલવેમાં પકડાયો તે ચોર, બાકી બધા શાહુકાર.

આ૦સ્ટે૦ માસ્તરઃ બસ. બસ.

[છાપું લઇને સ્ટૉલવાળો જાતે આવે છે.]

બુકસ્ટૉલ કીપરઃ સાહેબ! હવે આ અમારે તે કરવું શું? સવાર પડે છે, ને આ તમારા સાણબાઓ, તો કોઈવાર પેલો/સરકારી અમલદાર આ અહીંઆં ગાડી પર અમસ્થા આવે છે/છાપું ઉપાડે, સીલ તોડે ને વાંચીને પાછું મૂકી ચાલતા થાય. અને ઘરાક એ પછી લેતા નથી! 7

દયાળજીઃ અરે એ મામાઓ ગાડી પર ફરવા શાના આવે? છાપાં વાંચવા જ આવે. આવડા મોટા પગાર મળે, પણ જીવના આટલા.

બુ૦ સ્ટૉ૦ કીપરઃ પણ સાહેબ! મારે કરવું શું?

દયાળજીઃ તારે ગાંડના ગોપીચંદન કરવાના. બીજું સું થાય. ફરિયાદ કીધી છે તો સ્ટૉલ પરથી તારી લાઇનકલીઅર સમજજે, બચ્ચા.

બુ૦ સ્ટૉ૦ કીપરઃ રોજ મારે બેત્રણ આનાની તો ઊઠે છે એમ.

દયાળજીઃ તે ધર્માદા ખાતે સમજવાના તારે, સમજ્યો ભાઈ!

[ઘંટડીઓ વાગે છે. માસ્તર ફોન પર જાય છે. ટિકિટ-બારી આગળથી લોકોની બૂમ સંભળાય છે.]

એ, અવાજ નહિ કરો.

એક અવાજઃ પણ સાહેબ ગાડીનો વખત થયો ને?

દયાળજીઃ હવે, ખબર છે મને, ઊભા રહો. (માસ્તરને) ગાડી નીકળી કે શું?

આ૦સ્ટે૦ માસ્તરઃ હા.

[રામલો આવે છે.]

રામલોઃ છાયેબ! એક દિવસની રજા જોઇતી છે.

આ૦સ્ટે૦ માસ્તરઃ રજા જોઇએ છે, તે કોણ તારો બાપ નોકરી કરશે અહીં? જા જા, કામ કર.

રામલોઃ પણ છાબ! છાળાના નાતરામાં જવાનું છે.

દયાળજીઃ તાડી પીવા! અલ્યા, કેટલી વારનું નાતરૂં કરતો છે એં?

રામલોઃ તીજી વારનું, બે વાર પઇણોને બૈરી નાસી ગઇલી.

દયાળજીઃ માસ્તર! આ સાલા રામલાની નાત ને આપણા સાહેબડાઓની નાત એક. પેલા સાલા મૅગીની મડમ બે વખત નાસી ગઈ, ને પેલો વુલ્ફ ત્રણ વાર રંડાયો ને ત્રણ વાર મંડાયો. ને એની મડમ પણ ત્રણ વાર રંડાઈ ને ત્રણ વાર મંડાઈ!

આ૦સ્ટે૦ માસ્તરઃ (હસે છે) જાઓ હમણાં; પછી વાત.

દયાળજીઃ લ્યો ચાલો, ગાલ્લું આવવાનું હમણાં; સાહેબજી!

આ૦સ્ટે૦માસ્તરઃ હા, હું યે આ ટિકડીઓ ખેંચી કાઢું; પેલો બુકિંગ ક્લાર્ક હજી રજા પરથી નથી આવ્યો તો.

દયાળજીઃ (જતાંજતાં) મને કહો તો હું ખેંચી કાઢું; પણ મને એ હિસાબ કરતાં ન જ આવડે. લ્યો બેસો. (જાય છે.)

આ૦સ્ટે૦માસ્તરઃ (બારી ઉઘાડતાં, સ્ટૂલ પર બેસી) લ્યો આવો; ચલાવ

[ટિકિટ પર તારીખો મારીને ટિકિટો આપે જાય છે, એના ધડાકા સંભળાય છે. બહારથી ન સમજાય એવા અવાજો ચાલુ રહે છે.]

એઇ! મોટેથી બોલ! સું? બે ભરૂચ? બે ભરૂચ લ્યો. એ પછી, પણ જોતો નથી. આના પૈસા પડ્યા છે તે? સું? કેટલી, ચાર. ઉઠાવો એક, બે, ત્રણ, ચાર, લે. હા હા, પણ પૈસા મૂકશે કે નહિ? કે પહેલાં ટિકિટ! . . . . આપું છું તે ક્યારે? . . . કેટલી ટિકિટ? એક? નોટ છે, દશની? (ફેંકી દે છે) ઉઠાવ, છૂટું નથી? ચાર આનાની ટિકિટ લેવી છે; ને દશની નોટ લાવ્યો છે. ચલ મોડું નહિ કર. બીજાને આવવા દે. . . પણ છૂટું નથી, તે હું તારે માટે છૂટું લેવા જાઉં? અહીં તે ધંધો માંડ્યો છે? સેવમમરાવાળાની દુકાન

સમજે છે? હેં?—ચાલ નિકળ!—..... એ ગોધરા .... સંખેડા.....
સાડા ત્રણ ... કેટલા વરસનું છોકરું છે? પંદર વરસની. આખી ટિકિટ લેવી પડશે .... નહિ જવા દે ... ચલ લે; અમદાવાદ કેટલી? એ પ્લૅટ-ફાર્મ ..... એક વઢવાણ! .. ચલાવ ... શું? પરચુરણ પાછું—કેમ ગળે પડે છે કે, હરામખોર! પાછું આપ્યું તે શું? સાલા ચોટ્ટાઓ! બદમાસી કરે છે? નથી આલ્યું, તો શું હું ખાઈ ગયો? ચલાવ, નીકળ ભામટા! હાથ કાઢ, હાથ કાઢ! ... ચપ રે, (ફોનની ઘંટડી વાગે છે.)

[માણેકશા ગાર્ડ દાખલ થાય છે.]

ચલાવ! ચલાવ! હાં, ઑલરાઇટ!

ઓ માણેકશા, જોની ભાઈ; તું જાય છે કે? જો આ ગાડીમાં છોકરાંઓ જવાનાં છે. લઈ જજે; જો કોઈ ખટપટ નહિ કરે!

માણેકશાઃ વારૂ, કેટલાં છે? સેકન્ડમાં જ બેસાડી દઈશ.

આ૦ સ્ટે૦ માસ્તરઃ હા હા, ચાર જણ છે. ત્યાં પણ ટેશન બહાર કાઢી આપજે, ત્યાં હરામખોર ટિકિટ કલેક્ટરો એકઠા થયા છે.

માણેકશાઃ વારૂ વારૂ.

[તાર આવે છે; સરક્યુલર આવે છે; બહાર ટિકિટ માટે ધીમી બૂમો ચાલુ જ છે.]

આ૦ સ્ટે૦ માસ્તરઃ ઊભા રહો! એઇ અવાજ નહિ કરો!

રૂખીઃ (બહારથી) માસ્તર સાયેબ, મારૂં તો કોઇ હાંભળતું નથી. નારણીઆને કોણે—

આ૦ સ્ટે૦ માસ્તરઃ પાછી ક્યાંથી ફૂટી નીકળી? જા, જા!

રૂખીઃ એ મારા બાધરજી ક્યારે પાછા આવશે?

આ૦સ્ટે૦માસ્તરઃ અરે ઉલ્લુ! એની મને શી ખબર? જા કારખાના-માં ને જો તાં. હાં, જો, કાલે સ્પેશિયલ છે, રાતના; તે તારા નારણીઆનું

નામ નોંધ્યું છે. ચાર આના મળશે. તને કહ્યું કે—

રૂખીઃ અરે ના માસ્તર સાયેબ! મારે આ તાઢમાં નારણીઆને નથી મોકલવો. બળ્યા એ ચાર આના.

આ૦ સ્ટે૦ માસ્તરઃ અરે રાંડ! અક્કલ ગઇ છે કે શું? એનું નામ નોંધ્યું છે ને, નહિ જશે તો કેદમાં જશે, ખબર છે? બધા પંખાવાળાઓને મોકલવાના છે. જો ગાડી નીકળે ને જાય ત્યાં સુધી મશાલ લઇને પાટા આગળ ઊભા રહેવાનું, સમજી?

રૂખીઃ ના બાપજી, ના. મારા નારણીઆને તમે એમ નહિ લઇ જાઓ. માસ્તર સાયેબ, જરા દયા કરો માબાપ!

આ૦ સ્ટે૦ માસ્તરઃ ચાલ જા હવે, માથું ના ખા. રાતના નારણને મોકલજે. સ્પેશિયલ વખતે મશાલ લઇને રસ્તે ઊભો રહેશે. થોડેથોડે છેટે એકેક જણ ઊભો રહેશે; તારો નારણ એકલો નથી, સમજી?

રૂખીઃ ઓ ભગવાન!

આ૦ સ્ટે૦ માસ્તરઃ ભગવાન બગવાન ઊંઘી ગયા. ચલ જા હવે. હો, (ટિકિટ આપતાં) લાવો, ચાર....ક્યાંની?

રૂખીઃ ના ના, માબાપ, નારણ નહિ આવે.

આ૦ સ્ટે૦ માસ્તરઃ (ત્રાડ નાખી) અરે તારા બાર વગાડી નાખીશ એને નથી મોકલ્યો તો! જા હવે, ડાક્કણ! જમાદારને મોકલું છું, હમણાં. (મુસાફરને બહાર) લે; ત્રણ રૂપિયા પાછા આપ્યા ને બે કહે છે. હરામખોર! તેં પાંચની નોટ આપી, ને બેની ટિકિટ. વાંચની ટિકિટ પર, શું લખેલું છે તે? ને ત્રણ પાછા આપ્યા? હેં, બે આપ્યા? જા જા! જુઠ્ઠા! પેલો એક માથાં ખઈ ગયો ને, તું બીજો નીકળ્યો? કેમ, શું ધાર્યું છે શું તમે? જો જો, બાજુએ ઊભો રહી ગણી જો. સાલા ઢોંગીઓ..... કોણ છે એ? યુ? યસ યસ, હાવ ડુ યુ? નો, મિસ્ટર તમે ત્યાં ઊભેલા શું જાણો, એમ અંગ્રેજી બોલી

કરાવી નહિ શકો.....ઑલરાઇટ ઑલરાઇટ! ડુ ઇટ, સી ઇટ... બોલ્યા, ..આઇ વિલ સી! લે ચલાઓ. જો ભાઈ ગણી જોજે તારા પૈસા, નહિ તો પાછો તું ગજે ના પડતો!

રૂખી: (બહાર) માસ્તર સાયેબ, બાધરજી—

[ફોનની ઘંટડી. બહાર લોકો જતાઆવતા દેખાય છે. એક ઘંટ વાગતો સંભળાય છે. માસ્તર ટોપું નાખી બહાર ધસી જાય છે ને જતાં]

આ૦સ્ટે૦ માસ્તર: યસ! અલાવ! ટુ થર્ટી? યસ. ઓ ટ્રેન આવી. શું છે તારી મોકાણ; હજી ખસતી નથી?

રૂખી: બાધરજી—

આ૦ સ્ટે૦ માસ્તર: બાધરજી ગયો તારો જહાન્નમમાં, ચલ! ખસ, ગાડી આવી.

[ઉતાવળે બહાર જાય છે ને પડદો પડે છે.]

# અંક ૨ ... પ્રવેશ ૨

## પાત્રો

ટિકિટ ઇન્સ્પેક્ટર, ઉસ્તાદ, જનાર, સિપાઈ, ચાવાળો, હમાલો,
માસ્તર, પૂજારી, ગરીબ, સાધુ, રાજ્ઞી, વિદ્યાર્થી, કાઠિયાવાડી

સાંજનો વખત. સ્ટેશનની બહારનો રસ્તો અથવા ચોક. પ્લેટફોર્મ પરથી બહાર જવાનો દરવાજો રાખી કે જમણી બાજુએ સ્ટેજ દેખાય એમ મૂકેલો છે. પાસે ટિકિટ ઇન્સ્પેક્ટર આગળ આવી ઊભો છે.

[વારાફરતી મુસાફરો ટિકિટ આપી નીકળતા જાય છે. તેવામાં
એકાએક એક ટિકિટ-બાદશાહ બૂમ પાડી ઊઠે છે.]

ટિકિટ કલેક્ટરઃ એઇ! એઇ! ઊભો રહે, કાં જાયચ? ટિકિટ કાંચ?

ઉતારૂઃ સાહેબ, હમણાં જ આપી ને?

ટિકિટ કલેક્ટરઃ ચલ રે જુઠ્ઠા! ચાલ ઊભો રહે એમ, આય બાજુ; ચલાવ, ચલાવ, એઇ! આ કોણનો સામાન છે?

એક ઉતારૂઃ મારો.

ટિકિટ કલેક્ટરઃ ઊભા રહો બાજુએ, જોખાવવો પરશે.

એક ઉતારૂઃ પણ સાહેબ એક ટિકિટમાં—

ટિકિટ કલેક્ટરઃ કટકટ નહિ; જાસ્તી વાત નહિ. તાવદાન જેવો દાગીનો બાંધી લાયા ચ, તે સું રેલવે મફતની ઊંચકી લાવસે?

ઉતારૂઃ અરે પણ સાહેબ, એ કાં ખટપટમાં ઊતરો છો. કંઈ પતતું હોય તો પતાવોની.

ટિકિટ કલેક્ટરઃ એમ સીધા આવસો તમે. વારૂ ઊભા રેઓ.

[ઉતારૂ પાવલી કાઢીને આપે છે.]

ટિકિટ કલેક્ટરઃ નહિ નહિ, એ કંઇ ચાલસે નહિ. એમાં સું મારો દારો પાકીઓ.

ઉતારૂઃ અરે સાહેબ, લ્યો, બસ? ગરીબ માણસ છું, ચાલો રાજી રહો.

[બીજી પાવલી આપે છે ને જાય છે.]

ટિકિટ કલેક્ટરઃ સાલા મફતમાં મન મનના સામાન લઇ જવા છે? કેમ એઇ! તારો સું વિચાર છે હવે? ટિકિટ લાવ, નહિતો પૈસા ભરી દે.

ઉતારૂઃ અરે પણ સાહેબ, હમણાં જ તમને હાથોહાથ ટિકિટ આપી ને!

ટિકિટ કલેક્ટરઃ ચલ! ચલ! વગર ટિકિટે આયોચ ને પાછો....

[એક જણ જાય છે.]

એ મિસ્ટર! કાં?

જનારઃ હું તો એક જણને મૂકવા આવ્યો હતો.

ટિકિટ કલેક્ટરઃ હોસે, પન પ્લૅતફોર્મ કાં છ?

જનારઃ નથી લીધો.

ટિકિટ કલેક્ટરઃ તો સું બાવાની રેલવે છે? આનો મૂકી દો.

જનારઃ ઑલ રાઈટ! આનો લ્યો, પણ લાંબી વાત નહિ જોઇએ. લ્યો, લાવો રસીદ.

ટિકિટ કલેક્ટરઃ સું, એક આનો ભરો ચ, તેની વલી રસીદ જોઇએ ચ. જો કાયદો બતાવવા આયા ચ તે!

જનારઃ રસીદ આપવી છે કે નહિ, નહિ તો હું જાઉં છું સ્ટેશન-માસ્તર પાસે. (ઉતારૂને) તમે પણ ભાઈ! પૈસા આપો તો રસીદ લેજો, હં!

ટિકિટ કલેક્ટરઃ વારૂ વારૂ, હવે લાલ્યરી ના કરો ને! સમજ્યા એતો. જાઓ બંને. વલી તમારે વેરે રસીદ કાઢવા બેસું ને કલાક બગાડું—જાઓ બાપા જાઓ. મારે સું? રેલવે રરસે!

[પેલા બે જાય છે.]

સાલી જાતજાતની ખોપરી આવે છ તો. લે ચાલ, આ વલી આજે પાછી પલટન આવી.

[એક સિપાઈ ટોળેબંધ ભિખારીઓને બહાર કાઢતો નીકળે છે. એમાં એક ફકીર છે, કાબૂલી મરદ બૈરાં છે, સાધુ છે. કાઠીઆવાડી અંત્યજ સ્ત્રીપુરુષ છે, છોકરાંઓ છે, આંધળો છે, એક કોઇ દેખીતું સારૂં પણ ગરીબ કુટુંબ છે.]

ટિકિટ કલેક્ટરઃ આયા કે પાછા ચીનના સાવકારો? સું અથંગ મુ-

સાફરો છે! બધા જ શુ કે?

સિપાઈ: ચલો, સાલાઓ!

ફકીર: અભે જાતા હે, ગાલી મત દો.

ટિકિટ કલેક્ટર: અરે ચલચલ, મવાલી! મફતની મુસાફરી કરવી ચ ને લાબરી કરે ચ પાછો. જાની વરી જવા દઉંચ, નહિ તો હમનાં પોલીસને સોંપસ.

ફકીર: ચબે દેખા તેરા પોલીસ.

ગરીબ: માબાપ! પૈસા હોત તો ટકટ ન લેત? પણ દેશમાં દકાળ પડ્યો ને બાપજી....

ટિકિટ કલેક્ટર: દકાલ પરીઓ, દકાલ! તેથી સું રેલવે તમારા પર સખાવત કરે? સું વાત લાયા ચ! આમ જોની, આમ? આ સાલો ઢોંગી આંધલો, કંઇ નહિ તો એક મહિનાથી એને જોઉંચ. અહીંથી તાં ને તાંથી અહીં. સ્ટેસન આવે ચ તારે તો કેવું દીસેચ!

સાધુ: અરે ટિકિટ માસ્તર! કાયકુ ખફા હોતે હો; જાને દો, બાબા, સાધુલોક હય!

ટિકિટ કલેક્ટર: હા, સાધુ! તને સાલો કોન સાધુ કેસે? તગરા જેવો તો છે! સાધુ થઇને આયોચ. જાત્રા કરવી ચ તો કરની પગે ચાલીને! આમ રેલવેમાં સાનો ચરી મરે ચ?

સાધુ: અરે માસ્તર! સારા હિંદુસ્તાન ફિરા. મગર તુમ્હારા જૈસા નહિ મિલા.

ફકીર: હાં સચ હે, હમ ઓર એ દોનોં સબ દેશ ઘૂમે, મગર ઐસા નહિ મિલા.

ટિકિટ કલેક્ટર: તો બચ્ચા આજ તો મલીઓ ને? આય સિકલ બી જરા ધ્યાનમાં લઈ લેજે, દીકરા! મારી બી તુને એક જાત્રા જ થઇચ.

ચાલો, આથંગાઓ!

કાબૂલી: ક્યા, જાઓ જાઓ? યે તો રાસ્તા હે! તુમારા બાપકા હે?

ફકીર: અબે ચલો બે ધરમસાલામેં, ઓ પહેકુ ટકટકને દો.

ટિકિટ કલેક્ટર: કેમ, એઇ ફાસ જાયચ કે—એ? ફકીર!

એક બીજો: અબે અગુંઠી વાલે નહિ દેખા તો. એઇ માસ્તર! સુન! સારે હિંદોસ્તાન ફિરા, મગર અબી તક એક પાઈકી ટિકિટ નહિ નિકાલા.

ટિકિટ કલેક્ટર: તો બચ્ચા! આ તારો બપ્પાવો તારી સુધ ઠેકાને લાવસે. જોઉંચ ની કઇ ટ્રેનમાં કેમ જાય ચ તે. ચલો, જાઓ.

સાધુ: હમ તો યહીં બયઠે. તેરેમેં તાકાત હો તો ઊઠા.

[એક વિદ્યાર્થી આવે છે.]

વિદ્યાર્થી: કેમ પેસ્તન! આ બધી શાની જાન એકઠી કરી છે?

ટિકિટ કલેક્ટર: અરે જોની, સાલા! આ રેલવેને રરાવવા નીકલ્યા ચ તે? ને પેલો વલી સાધુ તો સામ્ભે દમ ભરાવેચ—પેલો અલમસ, જોયો કે?

સાધુ: એઇ, અમ સાધુલોક કુ ગાલી મત દો.

ટિકિટ કલેક્ટર: લે સમજ, વલી આ મોટો માત્મા તેને ગાલી મત દો. અરે સાલા બદમાશો, મફત . . . .

ફકીર: (જોરથી) ચુપ રહો.

કાઠીઆવાડી: અરે બાપજી! અમે તો પગે પડીએ સીએ, તઈણ દિ'થી ખાધું નથી ને પેટ તો ભડકે બળે સે.

ટિકિટ કલેક્ટર: તે સું મારે ઘર ધરમસાલા ખોલું?

વિદ્યાર્થી: તે પેસ્તન! આ બધાને ઉતાર્યો, તે હવે નહિ જવાના એમ? એ તો રાતની ગાડીએ જશે.

ટિકિટ કલેક્ટર: અરે બાવાના તબેલામાં જસે? આ જો હમનાં વૉચ ઍન્ડ વૉર્ડ વાળાના માનસોને કેવા ઊભા રાખુંચ! સાલાઓ ભાઈ-

બાપાથી નહિ પણ હવે તો દાદાગીરીથી વાત કરેચ!

વિદ્યાર્થી: પેસ્તન દીકરા! મારું કહ્યું માને તો બધાને જવા દે.

ટિકિટ કલેક્ટર: કાંય—તું પન અસલ હિન્દુ નીકલીઓ કે? દાન સખાવત કરવી તુંને આય રેલવેમાં જ સુજેચ—કોનના બાવાની દીવાલી!

વિદ્યાર્થી: હવે બેસને,—તું મોટો પાછો રેલવેનો ખેરખાહ જોયો નહિ તો? હું ખરું કહું છું, જવા દે.

ટિકિટ કલેક્ટર: ટિકિટ કોન તું કરાવસે?

વિદ્યાર્થી: અરે દીકરા, પેસ્તન, આ પોદ ગામને ભારી છે, હં! તું તો તદ્દન અક્કલ વગરનો છે.

ટિકિટ કલેક્ટર: તું બી મને ભોણાવેચ સું?

વિદ્યાર્થી: જો પેસ્તન! આ શાહુકારો કંઈ અહીં મહેનતમજૂરી કરવાના નથી. જિંદગીમાં કરી નથી અને કરશે પણ નહિ.

સાધુ: અરે બાબા! હમ તો સાધુલોક હૈ

વિદ્યાર્થી: જો સમજ!...એ તો બધા 'સાધુ' લોક છે!

ટિકિટ કલેક્ટર: પન તેમાં અહીં કોનના બાપને—

વિદ્યાર્થી: અરે મૂરખ! સાંભળ તો ખરો. આવા ભિખારીઓ તો થોકડે થોકડા દેશમાં પડ્યા છે. એ તો તમારી કોડીઆ જેટલી આટલી અમથી કોમ તે બધાને પંચાયતમાંથી ધાનસાક આપે. આ તો, બાપા, અનેકોની ખોટી કમાઈનું પરિણામ છે.

ટિકિટ કલેક્ટર: એ તું સું અહીં નિસાળ ચલાવવા આયોચ કે ભાસન લગાવેચ?

વિદ્યાર્થી: દીકરા મારા! ખરી વાત કહું—આ બધાને ભીખ માગતાં કોઇ પૂરો રોટલો દેવાનું નથી; એટલે ગામમાં ચોરીઓ કરશે.

ટિકિટ કલેક્ટર: તે હું તે જ કહુંચની, સાલા એક તો મફત મુસાફરી

કરેચ, પૅસેન્જરોને હેરાન કરેચ, ને રાતના ગીગોમારના ધંધા કરેચ. કંઇકના ખીસાં કાતરસે. નહિ તો...

વિદ્યાર્થીઃ નહિ તો રાતના ઘર ફાડશે. આ જો તમારા છુટાછવાયા રેલવેના ક્વાર્ટર—પહેલા જ એમને સપાટે ચઢશે. ને બચ્ચા! તું બી ત્યાં જ રહે છે એ ભૂલતો નહિ.

ટિકિટ કલેક્ટરઃ કાન પકરવાની વાત. દીકરા મારા, તું બી એક ભેજું છે તો. સાલો પેલો ફકીર ડોસો પન જો મારી સામ્ભે જ કકડાવતો છે તો.—સીધો મારે ઘર જ હુમલો લાવસે કે સું?

ફકીરઃ એઈ! ગાલી મત દો. હમ કભી ચોરી નહિ કરતા.

ટિકિટ કલેક્ટરઃ નહિરે બાપાવા મારા, તું તો સાવકાર! ચોરી સાનો કરે? તું તો ખાલી હાથચાલાકીના ખેલ જ કરે. જોની દીકરા! તને ખબર નહિ, આમ એક બાજુથી તું ગંભીર ચેતવની આપેચ, ને બીજી ગમથી અમલદારો કકરાવેચ! ને વળી કોઈ ભણેલો ભેજાંગેપ પૅસેન્જર માથું ફારેચ તે જુદું.

વિદ્યાર્થીઃ એ બધાને એક કંપાર્ટમાં એકઠા કરી ધકકેલી મૂક. નહિ તો આજ રાતે રોન કરતાં પણ બેચાર ઘર ખતમ થઈ જશે; ને તું લાઇન પર ગયો તો તારાં તો તળીઆં સાફ જ સમજજે.

ટિકિટ કલેક્ટરઃ ઓ ખોદા મારા! એમને ખૂબ પાર, બોલાવ પાછા, બોલાવ પાછા! એ સાહુકારો! ઓ સેઠીઆઓ, ઓ બાવાઓ, પધારો—પધારો પાછા—એ ફકીર સાબ! આ પહેલી ટ્રેને જ રવાના કરૂંચ. રેલવે સું કારીને આપી દેવાની ઉતી!

વિદ્યાર્થીઃ તે આ તમારૂં વૅાચ ઍન્ડ વૅાર્ડ ડિપાર્ટમેન્ટ તે શું ઉંઘેછ—બોલાવની કોઇને?

ટિકિટ કલેક્ટરઃ એ તો તું બોલ જ ના. સાલા આખી રાત ઢોચકા

છોલેચ. કોઈવાર રેલવેના ડબ્બામાંથી કોઇનું છતરૂં સોધી લાવસે,–તો કોઈ કોઇ વાર પૈરાની આટલી અમથી ખાલી બૅગ લઇ આવસે. કોઈ વલી હિંદુનું લોટો પવાલું. વરસની સારા તન છતરીની ધરખમ સોધખોલ માટે આ ગંજાવર ખાતું ચાલેચ. બા બોલાવવા દે પેલાઓને–એ સાધુ લોકો!

વિદ્યાર્થીઃ તો પેસ્તન! તમે એક છત્રીઓ જ શોધો ને પેટી, બૅગ કે કિંમતી વસ્તુઓ ગુલ કરો, તો આ ભિખારૂઓ શું ખોટા? આ તો ચોર થઇને ચોરીનો ધંધો કરે છે; તમે સાવકાર થઇને કરો છો!

ટિકિટ કલેક્ટરઃ હવે તારી લાહ્યરી રાખની, મોટો ફિલ્સુફ આયોચ તે? જોની પેલો તો મારા ક્વાર્ટર તરફ જ જાયચ—એઈ! ઈધર આઓ, સબ ઇધર આઓ!

[એક વૉચ ઍન્ડ વૉર્ડનો સિપાઈ આવે છે.]

એઈ, ઓ સબકુ બોલાઓ પીછા. ઓર આરામસે બિઠાઓ. દીકરા! રાતના જ એ બવાને હું રસ્તો બતાવી દઉચ. એમ નહિ તો ઉવરાનું કરીને પણ પારસલ કરીસું.

વિદ્યાર્થીઃ લે ચાલ સાહેબજી!—જરા લાંબી બુદ્ધિ રાખતો જા, નહિતો ટિકિટ કલેક્ટરમાં જ પડી રહેશે.

ટિકિટ કલેક્ટરઃ અરે બુદ્ધી કરતાં અહીં તો ખનખનીઆનું જોર વધારે ચાલે, સમજેચ? લે ચલ, જાયચ કાં? ચા પીને જજે.

[ભિખારૂઓ પાછા એકઠા થઈ રહે છે.]

વિદ્યાર્થીઃ લે ચાલ! તારે કાં પૈસા આપવા પડવાના છે?

ટિકિટ કલેક્ટરઃ નહિ રે, સ્ટૉલવાળો મારો સગો લાગેચ સું?

[બંને જાય છે.]

ફકીરઃ (ગાતો ગાતો આવે છે)

યહી દુનીઆમેં દો રોજ રહેના

બડા મુસાફિરખાના હે;

ઇધર પડા કયા, ઉધર ગિરા કયા,

સબકુ એક દિન જાના હે.

[પડદો]



## અંક ૨ . . . પ્રવેશ ૩

### પાત્રો

રામચરણ ભૈયો, ડેપ્યુટી સ્ટેશન માસ્તર, ભૈયાજી, સોની, પારસી, વ્હોરો, વૈદ્યરાજ, મારવાડી, ખારવો, અનાવલો, વિદ્યાર્થી, મજૂર.

રાતનો સમય. પ્લૅટફૉર્મ.



[રામચરણની રાતપાળી છે. પહેલા પ્રવેશ-
વાળા ડેપ્યુટી સ્ટેશન માસ્તર પ્રવેશે છે.]

ડે૦ સ્ટે૦ માસ્તરઃ (અંદરનાં બારણાંમાંથી બહાર આવતાં બંને દિશા તરફ જોઇને બૂમો પાડતા) એઇ ભૈયા! ઓ ! એઈ એ એઈ રામચરણ ! (અંદર ઘંટડીનો અવાજ થાય છે તે સાંભળી અંદર જાય છે. પાછો બહાર આવી) એ કૅબિનવાલે ! અરે ઓ કૅબિનવાલા ! (દૂરથી હોકારો આવે છે.) એ મેઈન લાઈન કલીઅર કરો, શંટિંગ એન્જિન લેનેકા હે ?—બરાબર (અવાજ આવે છે 'બરાબર') ઔર લૂપ લાઈન સમાલો. ઓ ...ઓ. (કંઇકવાર રહી ભૈયો આવે છે) ક્યોં ભૈયા કીધર ગયા થા.

રામચરણઃ કીધર ભી નહિ, સાહબ. કૅબિનમેંસે દેખા—વો ડિસ્ટન્ટ સીગલકા લાઇટ બરાબર નહિ ચલતા થા, વો બરાબર કરનેકો ગયા થા.

ડે૦ સ્ટે૦ માસ્તરઃ કરી બરાબર ?

રામચરણઃ હાં સાહબ ! યે દેખો અભી સફેત દિખે બરાબર ! પહલે તો બીલકુલ અંધેરા થા. વો દિવસપાલી વાલેકુ બોલો નહિ તો રપોટ લગાઓ. હફેહફે વો કહીં નહિ તો કહીં બત્તી નહિ જલતી. જાકર દેખા તો ઇધર બતીમેં ગ્યાસતેલ ભી કમ.

ડે૦ સ્ટે૦ માસ્તરઃ અરે ભાઇ ! તું જાણતો નથી. અરધું ઘાસતેલ ક્વાર્ટર પર જતું હશે.

ભૈયો: હાં તો, યહી તો મેં કહતા હું. સાલે ચોરી કરતા વાસ-તેલકી, ઓ ટેશાનમાસ્તર ઓર ઇસ્ટાફકી ઐસી હી ગલતી. ઓર ગુન્હા અપના નામ પર ચડેગા.

ડે૦ સ્ટે૦ માસ્તર: શું કરીએ આપણે? ક્યાંક્યાં પહોંચીએ? એમનાં કરમ એ ભોગવશે.

ભૈયો: વો તો ઠીક હે, સાહબ! મગર ટરેનકા ભી એ કરમ દેખને જેસા કર દેંગે. સાલે મરનેવાલે મરેંગે, વો લોકકો કુચ હે?

ડે૦ સ્ટે૦ માસ્તર: વારુ, હવે જાઓ. કૅબિન પર મેઇન લાઇન ક્લીઅર રાખો, શંટિંગ ઍંજિન; લૂપ લાઇન પર લો. (અંદર જાય છે.)

ભૈયો: હાં સાહેબ! યહાં સે હી કહતાં હું (મોટેથી) એ કૅબિન પર ગોવિંદરામ હૈના? હો . . . હો . . . મેઇન લાઇન ક્લીઅર કરો. ઓ . . . ઓ; સંટીંગકા અંજિન લૂપમેં લેઓ...ઓ...(જવાબ બરાબર આવે છે) બરાબર! ઑલરેટ! જે રામજીકી! જે રામજીકી. અભી આતા હું. (જાય છે.)

ડે૦ સ્ટે૦ માસ્તર: (પાછો હાથમાં કંઇ કાગળ લઇને આવે છે) અરે ભૈયા દેખો સબ ગાડી દો ઘંટા લેટ હે.

ભૈયો: સબ ગાડી? સબ અંજિનકો સરદી લગ ગઇ ક્યા? કે કુછ તૂટા ફૂટા? રેલવઇ હય. સાલી રોજકી બીમાર!

ડે૦ સ્ટે૦ માસ્તર: નહિ રે, પેલી સ્પેશીઅલ માટે પાઇલોટ દોડે છે ને, તેથી. એટલે એ બધી ગાડીઓ સાઇડિંગમાં અકળાતી હશે; તે હવે લાઇનસર ચાલશે.

ભૈયો: અરે હાં; વો ઇસપીસલ, ઓર ઉસ્કા બડા પાઇલોટ ભી. યે ભી તો બડી બીમારી હૈ ન? અબ કહાં તક વો બલા ચલને વાલી હે?

ડે૦ સ્ટે૦ માસ્તર: કોણ જાણે, એક સ્પેશીઅલની કેટલી ધમાલ છે? હજી તો જશે, ને વળી પાછી ફરશે.

ભૈયો: ઔર પીછી ભી લેટને વાલી? ક્યા એક હી રોજમેં લાટસાબકા કામ ખતમ હોગા? અચ્છા ભાઇ! ઠીક હય. સબ ગાડી લેટ! ચલો નીંદ નિકાલેંગે. આજ ડબલ ડ્યુટી ભી હય.

ડે૦ સ્ટે૦ માસ્તર: અરે નીંદ ક્યા નિકાલેંગે! હમણા કન્ટ્રોલ ચાલશે, ને ધમાધમ કૉલ ચાલશે. હા ભાઈ, તારે યે ડબલ ડ્યુટી તો છે; પણ હું તો સવારે દસ વાગ્યે છુટીશ.

ભૈયો: હાં સાહબ! ઔર હમ તો દેખેંગે કલ કી સામ ચોબીસ ઘંટે કી ડ્યુટી! માસ્તર સાહબ એ તો બડા ઝુલ્મ હય. (અંદર ઘંટડી વાગતાં માસ્તર જાય છે) હાં સાહબ તુમ કરા કરો પરેડ. યહાંસે ઉધર ઔર ઉધરસે યહાં. દો ઘંટા તક ગાડી હી નહિ! (નાનો બાંકડો બહાર લાવી બેસે છે) સાલા યે બંકડા ભી બુઢ્ઢા હો ગયા; સબ હડ્ડી ઢીલી હો ગઈ. રેલવાઈ હય, ચલતા હય.

[બેસે છે ગણગણાટથી ગાવા માંડે છે]

રઘુબીર કહે ઓ સુન મેરે ભાઈ..ઈ..ઈ...
તુમ ચલો ઝટપટ ઓર ઢૂંઢો સીતા માઇ..ઇ..ઇ...
હનુમંત કુ લાઓ...

[માસ્તર બહાર આવે છે]

ડે૦ સ્ટે૦ માસ્તર: અરે ભૈયા! આખા ઓરડામાં કંઇ તાપ લાગે છે, તાપ? ને મચ્છરાં તો હજી નથી જતાં. અહીં ખુરશી મૂક.

ભયો: હાં તો સાહબ! વો તો ઇંજીનરી કી બોલબાલા હય. સબ ઇસ્ટેસન જેલકા કમરા. યે લો સાં'બ, બયઠો. ઉધરતો મચ્છર સારી રાત ગુનગુનતે હય.

ડે૦ સ્ટે૦ માસ્તર: હવે ચલાવ ભાઇ. તારું ગાવાનું ભજન બજન ગા કંઇક; નહિ તો ઊંઘ આવશે.

ભૈયોઃ હાં તો; અભી યહી કરનેકા રહા.

ડે૦ સ્ટે૦ માસ્તરઃ જા, તારી પેટીબેટી લાવ; નહિ તો ઢોલક.

ભૈયોઃ ઢોલક તો સાહબ, ઐસા થા; વો દિન તૂટ ગયા વો (ઓર દુસરા એક તૂટા હુઆ કૅબિન પર પડા હય) ગોવિંદરામ ! ઓ ગોવિંદરામ ! વો પેટી ભેજો તો. (પેટી આવે છે અને ભૈયો ગાય છે.)

(બિહાગમાં ઠીક ગવાશે)

કાલ ઘંટા બજાવે, મહા કાલ ઘંટા બજાવે.
સાધુ હો કે સૈયાં હો સબ, કોઈ જાવે કોઈ આવે;
કોઈ સમેટત બિસ્તર તો ફિર, કોઈ રોવે કોઈ ગાવે—કાલ ઘંટા૦

પુન્ય પાપકી ગઠરી લે કર, જીવ મુસાફર જાવે,
રામ નામકી ટિકટ કઢા લે, ફિર અવસર નહિ આવે—કાલ ઘંટા૦

ટનનન, ટનનન, ટનનન, ટનનન, આખર ઘંટ બજાવે,
રામ નામસે સુન લો ભૈયા, સોહં ધ્યાન લગાવે—કાલ ઘંટા૦

[બહારથી અવાજ અને ઘોંઘાટ આવતો સંભળાય છે.]

ડે૦ સ્ટે૦ માસ્તરઃ શાબાશ ભૈયા, શાબાશ! જોને, ત્યાં શી ગરબડ છે?

[ભૈયાજી જાય છે, દરમ્યાન માસ્તર પેટી સાથે કંઈ વગાડવાની કોશિશ કરે છે.]

રામચરણઃ (આવીને) પાસિન્જર લોક. ઠઠ મચાઈ હૈ. ટ્રેન લેટ હય તો વો અંદર આને નહિ દેતા. ઇસ લિયે ગરબડ મચાતે હય.

ડે૦ સ્ટે૦ માસ્તરઃ અરે આવવા દે આવવા દે. જા, કહે છો આવે; બીચારા ત્યાં ક્યાં બેસે? (ભૈયો જાય છે)

[મુસાફરોનું ટોળું એકદમ આવે છે. બેત્રણ જણા વેઈટિંગ રૂમ તરફ જાય છે, પણ અંદર જગ્યા ન જોતાં બબડતા પાછા આવે છે.

બેચાર જણ ઉપરાઉપરી માસ્તરને પૂછે છે કે ગાડી કેટલી મોડી છે. માસ્તર જવાબ આપે છે: બે કલાક આશરે. સૌ બબડતા બેસવા માંડે છે, કોઈ આગળ જાય છે ને પાછા આવે છે. મુસાફરોમાં બધા પચરંગી છે. કોઈ પારસી છે, કોઈ સુરતી છે, કોઈ અમદાવાદી છે, કોઈ પેટલાદી છે, કોઈ હોરા છે, કોઈ દક્ષિણીછે, કોઈ પંજાબી છે, કોઈ કાઠીઆવાડી જોપી છે, વૈદ્ય છે, વિદ્યાર્થીઓ છે બેચાર બૈરાં પણ છે. પણ એ પાછળના ભાગમાં ચાલ્યાં જાય છે. સૌસૌની પાસે પૂરતો સામાન છે. કેટલાક હાથે ઊંચકીને લાવે છે, તો કેટલાક મજૂરો પાસે ઉંચકાવી લાવે છે.]

સોની: કે..એ...મ માસ્તર સાહેબ! ચાલવા દોની. બે કલાક કેમ જશે નહિ તો? થવા દો, ભૈયાજી!

ડે૦ સ્ટે૦ માસ્તર: હા, ભાઈ! જરા ભજન ગાતા હતા.

સોની: હાસ્તો, સું ખોટું છે એમાં? અમે બી સ્વરગમાં જઇસું.

પારસી: ગાઓની, ગાઓની; એમ સું કરોચ? સાલો ટાઇમ કેમ જસે નહિ તો? માસ્તર, સું આય તમારી પંચ્યુઆલીટી કે? જરા ગઝલ કવાલી થવા દેઓની!

ડે૦ સ્ટે૦ માસ્તર: અરે ભાઇ! આ તો સ્પેશીઅલની બોલબાલા છે.

પારસી: સ્પેશીઅલ? કોણની? વાઇસરૉયની કે ગવર્નરની?—કે કોઈ સ્તેતના રાજારાની જવાના છ? પન તેમાં અમુને સાની સજા?

વ્હોરો: અરે તે સુ? ગવંદરની ઇસિપીસલ ચાલે તો પછી અપના લોકની તરેન કાંસી ચાલે? એ ટો બે કલાકનો તબ્લો. મેં આતલી મુસાફરી કીઢી, પન એટલું અંઢેર જોયું છે નથી.

પારસી: મલ્લાંજી! કાં કાં ફિરાચ?

વ્હોરો: કાં કાં સું ફિરાચ? એ આપની ગારી દેખીને ટો મને

ગમગીની ઉપજ્જેચ. આખો જર્મન ફિરો, ઇટાલી ફિરો, ઇસ્વીઝરલેન્ડ ફિરો; ને ટેની ટરેન સું? ઇસ્પીડ સું? ઇસ્ટેસન સું? સગવર સું?

સોનીઃ ઓ..હો તો તમે, મલ્લાજી! કંઇ દેસદેસના પાણી પીધાં છે ને? વેપાર હસે.

વ્હોરોઃ હારટો! અપનો લોખંડનો. થ્રી ટેમ જર્મની જઇ આવોછ–હાં!, પન અપને અંગ્રેજી નથી સીખો,! પન ટો મને મુસીબત બી ન પરી—હિંદુસ્ટાનમેં ન સીખો તે સું વેલાત મેં સીખવાનો હુટો?—

દક્ષિણીઃ તો તો તું સેકન્ડકલાસમાં જાવાની હસે?

વ્હોરોઃ અરે સેકીનકલાસ ઍકીનકલાસ બઢા હવાઈ ગીયા; ઢંઢા રોજગારમાં ટાલકી સાફ થઇ ગઈ, એટલે આ અપના બઢ્ઢા કલાસમાં મજા છે.

પારસીઃ બઢ્ઢા કલાસ કે ગઢ્ઢા કલાસ!

કાઠીઆવાડીઃ અરે ગઢ્ઢા કલાસ છે, ભાઇશાબ! ગઢ્ઢા કલાસે હારો, ઈ અમારે બાપુની ગાડીમાં તો, ભાઇશાબ, માથું ને પગ ઑમના આડા લંબાવ્યા કે નીકળે બંને બારીની બાર. ઇ યાં તો ઘેડકલાસ પણ હાલેસે બાપુ! ઘેડકલાસ. એ ઇમને માટે આખો ડબ્બો નોંખો. આંહીં તો હરકાર માબાપનું રાજ છે, તે કંઇકે ભલીવાર સે.

વૈદ્યરાજઃ અરે અમારી બાપુની ગાડીની તો વાત જ ના પૂછો. કંઈ બેસવાની સગવડનાં જ એકલાં દુઃખ નહિ. એ તો ઉપડે એની મુન્સફીએ. ઊભી રહે એની મુન્સફીએ; અને રસ્તા વચ્ચે અટકી યે પડે એની મુન્સફીએ. એ એમાં ટિકિટવાળાના જુલમ, ટિકિટ કોચવાવાળાના જુલમ, માલ તપાસવાવાળાના જુલમ, લાઈનદોરી પર દાણ લેવાવાળાના જુલમ. વળી આ શિયાળે તો ઠીક છે; પણ જો ઉનાળો ધગતો હોય તો ગળું ભીંજાવવા ટીપું પાણી પણ નૅા મળે.

મારવાડીઃ અરે થારો મરથો ભરે તે ઝુદો.

પારસીઃ એ સું કેય?—મરવો સાનો?

સોનીઃ એ તો, સાવકસા, એમ કે એક એક ડબ્બામાં જાણે મરવા ભરેછ, કેરી પાકમાં નાખી હોય એમ—

વ્હોરોઃ અરે કેરી સું—રે ગે જગા હોય ટો રે—પન સાલા માનસને અલીક હૉલની મિસાલ પૂરેછ. એવકુરો પાટીઉ ટીંચારેચ કે દસ માનસ બેસે. પન બીબીના કસમ, ગીનો જો દસથી ઓછા કાંબી નીકલે ટો.

ખારવોઃ ઓ હો હો? કોન રે તૈયબઅલી? યાદ આવતું કે? આપણે ઇસ્ટીમર પર મળેલા?

વ્હોરોઃ કોન–કંસે–હેં–ઓ કોન મમીરો? અરે હાં હાં! કાં કૈસર પર મીલેલો ને? હાં, હાં યાદ આવું. તું કાંસી?

ખારવોઃ હમણાં જ એ રોજથી ઇસ્ટીમર આઇવો! અહીં જરા ફરવાનો ને પાછો પોર્ટમથ જવાનો.

પારસીઃ કાં મસ્લાજી કૈસર સાથે પન સેકેન કરી આયાચ સું?

વ્હોરોઃ અરે બાવાજી મસ્કરી કાં કરો? કૈસરહિંદ ઇસ્ટીમર પર અપની સાથે એનો મીલાપ થયેલો. એ કૈસર પર કરૂ હતો. હજુ પન ટાં જ છે કે મમીરા?

ખારવોઃ હોવે. કૈસર પર લંડનના વીસ ફેરા કીયેલા, અને ડીકરાનો દરિયો તો કંઈ ખૂંદેલો. હવણાં રજા પર છું.

વ્હોરોઃ સાલા સુ કિસ્મત છે? આખો પીએનનો મેલ અપના અલીસી ખારવા લોક ચલાવે છ; ને દુનીઆ જાને કે ગોરાની બા'દુરી.

એક જણઃ (રંગીઓ ટોપીમાં) સ્ટેશનમાસ્તર! નો રૂમ ઇન વેઇટિંગ રૂમ? જસ્ટ સી.

માસ્તરઃ યસ—(કહી ઊભો થઈ જાય છે.)

વ્હોરોઃ બિચારો ઇસ્ટેસન માસ્તર સું કરે? ગોટપીટ કીધો એટલે

વેઇટીંગ રૂમ. તાં જગા નહિ મિલસે એટલે જોજ્જે એનો ઇસ્ટીમ ફાટે તે.

દક્ષિણીઃ કોઈ રેલવેની જ આદમી છે.

વ્હોરોઃ ટો ટો કોપરબરાસ!

દક્ષિણીઃ એટલે?

વ્હોરોઃ ખુદાબખસ. લે વલી આ સિપાઇ બંધુક ઊંચકી લાવો છ; કોઈ અસલ સિકારી લાગે છ, (માસ્તર આવે છે) કેમ માસ્તર સાહેબ! સુવાડો કે એને? સમાલજો ભાઈ, કોઈ સાબૂત સિકારી છે.

ડે૦ સ્ટે૦ માસ્તરઃ અરે શિકારી શેનો? આ અહીંયાં પાસેના તળાવમાં બતક મારી જાય છે. તેમાં તો બેચાર ઑફિસરો એકઠા થઇને જાય;—શું યે જાણે વાઘ મારવાના હોય તેમ. અને હજી તો કંઈકંઈ ધાંધલ કરશે.

વ્હોરોઃ મેં ટો સમજો કે કોઇ સું મોટો લસ્કૈયો હોસે. સીકલ તો આફ્લાતુન છે; બંદુક તો ઉચકી નહિ સકતો. હી....હી.

[પારસી ગએલો પાછો આવે છે.]

કાં કાવસજી? કાં જઇ આવા? ચાનો કૅપ ચરાવો કે સું?

પારસીઃ અરે નહિ રે, જરા ટાઇમ ગોઠવી આયો.

અનાવલોઃ અરે હવે ટાઇમમાં હું ગોઠવવાનું છે? એ તો આવવાનો તીઆરે આવવાનો. કંઇ આપણી મરજીએ ગાડી લાવવાનો હતો? આ તો હહરીની આગગાડી. કોઈ માંહું હાજુ હોઇવાનું તીઆરે તો જરૂર એ મોડું જ કરવાનો.

પાટીદારભાઈઃ તો અહીં ચ્યાં રસ્તા વચ્ચો પડ્યા છીએ. મારે બેટે ટકટ આલી સે તે હવે ભોંગળુ ભૂંક્યે સુટકો સે?

પારસીઃ અરે ટમે બઢા આય આમ રેલવે પર કાંય ગુસ્સો કરોચ? એમ કેઓની કે આય આટલી બી છે, ટો ખપ લાગેચ.

[બેત્રણ વિદ્યાર્થી જેવા દેખાતા તદ્દન બાજુ પર બેઠાબેઠા

સાંભળતા હતા તેમાંથી એક જણ હશેરાઈને ચલાવે છે.]

વિદ્યાર્થીઃ શું ધૂળની ખપ લાગે છે? અને ખપ લાગતી હોય તો કંઈ ઉપકાર થોડો જ કરે છે? પૈસા લે છે—રાશ્વર લૂંટે છે. આપણો દેશ સદંતર અભણ, એટલે હાંક ગુલેમાન ગાસ્લી જેવો વેપાર ચાલે છે. અને થડ પાયા વિનાની વાતો ભણીએ એટલે આજરોજ સુધી રેલવેના ફાયદા જ ગોખ્યા કર્યા છે. કોઈ નિશાળિયાને પૂછો તો પોપટ માફક પટપટ કહી જશેઃ પૂલ બંધાવ્યા, મુસાફરીની સગવડ વધારી, તારનાં દોરડાં નાખ્યાં, વેપારને લાભ થયો—

વ્હોરોઃ કોના બાપનો વેપાર? અરે મેં કહું એ ટો—

વિદ્યાર્થીઃ જરા સબુર, બે મિનિટ સબુર મસ્લાંજી!

વ્હોરોઃ હાં, હાં, બોલો.

વિદ્યાર્થીઃ બધા સાડીસત્તર લાભ ગણાવશે. પણ જુઓ, તમે હિંદુસ્તાન આખામાં ફરો; મોટાભાગનાં શહેરો સ્ટેશનથી દૂર—કોઇ બે માઇલ, કોઇ દસ માઇલ. વાર, વેપાર જુઓ તો નૂરનો અંદાજ જ નહિ. પરદેશથી મુંબાઈ માલ આવે તે સસ્તો—દિલ્હીથી મુંબાઈ માલ જાય તે મોંઘો પડે.

વ્હોરોઃ મોરીસની ખાન મુંબાઈના બારામાં મારા ભાઇને સોંઘી પરે છ, અને નીનીતાલની મોંઘી પરે છ—માફ કરજો વસ્લા.

વિદ્યાર્થીઃ ભાઈ, ટૂંકમાં જુઓ તો તાર, ટપાલ, રેલવે પ્રજાને કામનાં કે પ્રજાની સગવડનાં છે જ નહિ; એ તો કમાણી કરવા પૂરતાં. બાકી લાભ તો કોના સચવાય છે એ તો સૌકોઇ જાણે છે. વાત શું કરો છો? આ પૂલો બાંધ્યા તેમાં શી બહાદુરી મારી? અસલ મોગલોએ કલકત્તાથી દિલ્હી સુધી ભલભલા લાંબા રસ્તા બાંધ્યા હતા, તે વચ્ચે નદી આવતી કે નહિ? આ તો નાળાંગરનાળાં એવાં કઢંગાં બાંધવામાં આવ્યા છે કે કોઇ જાતની આગમ બુદ્ધિ નહિ, વરસાદના પાણીને રસ્તો મળે નહિ;

ખાડાખાબોચિયાં ભરેલાં રહે અને આખા દેશમાં મચ્છરો લોકનું લોહી ચૂસ્યા કરે ને મૅલેરિયા વધ્યા કરે.

વૈદ્યઃ અરે મલેરિયા તે કેવો વધે બાપુ! એવો ઝેરી, એવો ઝેરી, જે અમારા વૈદકને પણ હંફાવે; પછી બકરું કાઢવા ઊંટ પેસાડે, ને મલેરીઆના મોટામોટા ડાક્ટરો આવે, ને આ કૃમિ મચ્છરાં તપાસે ને તીગ તપાસે, ને પછી ભર કવીનુન, ભર કવીનુન—એ હાલ્યું આ કોરથી ઓલી કોર. લીંબડો, કરીઆતું, તુળશી, આ એનાં ઝાડવાં પણ જાય રેંસાતાં; દ્રેણે ત્યાંથી કાપે. મલેરીઆ તો શું પણ એના કાકા મામા બીજા તાવડા પણ જડ ઘાલતા હાલ્યા.

વ્હોરોઃ એ અપનાવાલો હુસેનીભાઈ મુન્સફ઼ા હકીમ પણ એમ જ ખૂસો મારતો'તો.

વિદ્યાર્થીઃ તે જ. હવે આ પૂલ નાખ્યા. શું મોકળાણ નાખી? એ તો એમ સમજો કે એક સો ટકાના વ્યાજે મૂડી રોકી. એક ચોમાસું જાય ને પછી જુઓ કે કેટલા પાટા ધોવાઇ જાય છે, કેટલા પૂલ તૂટી જાય છે! આ તમે આજે જ ટ્રેનમાંથી જોજો. પૂલ આવશે કે ત્યાં સમારકામ ચાલુ. હમણાં વળી કૉંક્રિટનું ધતીંગ ચાલ્યું છે તે સીમેન્ટના ઢગલા. વળી નવો ઇજનેર આવશે કે નવું તૂત. બારે મહિના કંઇનું કંઈ કામ તો ચાલવાનું જ. કાં તો પાટા નંખાતા હોય. સ્ટેશનની બાંધણી જુઓની; એક નવું સ્ટેશન બાંધ્યું કે એક ચોમાસે એની ભીંતમાં ચીરા. ઘાટઘુટમાં તો તબેલા જ. જ્યાંત્યાંથી કંટ્રાક્ટરો પોતપોતાનાં ખિસ્સાં ભરે ને કામ ચાલુ રાખે. અને એમાં પંદર જણનું સહીઆરૂં. એમાં પણ બીચારા મજૂરોનો મરો થાય તે જુદો. આ બાલાસની માટી ભરવાની ખુલ્લી ગાડીઓમાં મજૂરીઆને ભરી દોડાવે આમથી તેમ. ન્હાય ધુએ તો શું, પણ બચારાને એક વખતની પાકી રસોઇ બનાવવાનો પણ વખત ન મળે. આખું બાંધકામ

તકલાદી, ખાતું ચોરાટિયું! અને ખરચ જુઓ તો લાખે લેખાં, અને પછી ભાંગફોડનો માલ આ આવ્યે જાય પરદેશથી. એ પેલું ઘડિયાળ જુઓ; ચાર ગણી કિંમતે ખરીદાયું હશે. આ માસ્તર સાહેબની ટોપી, સીસોટી ને બત્તી જુઓ; ઍન્જિનીઅરિંગ, મૅડિકલ, લેટો, ટ્રાફિક, પરમૅનન્ટ વે, કૅરેજ, ઇલેક્ટ્રિક, રાલિંગસ્ટૉક, કોઇપણ ડિપાર્ટમેન્ટ જુઓ; દસ ગણી કિંમતનો માલ; અને ટકવામાં તકલાદી. પછી ટિકિટો આપણી મોંઘી હોય એમાં નવાઈ છે? સગવડ વધારે મળે જ ક્યાંથી? અને ઉપર મોટા પગારનાં અમલદારો!

ડે૦ સ્ટે૦ માસ્તરઃ અરે ભાઇ! હમણાં તો કાપકૂપને નામે ત્રણ નોકરો, ને ઉપર તેર અમલદારો એવો હિસાબ છે. દસદસના પાંચ નોકરો ઘટાડે, ને પાંચસોના પાંચ અમલદારો વધારે; તે યે વીસવીસ વરસના છોકરા; કોઇ જાતનો અનુભવ નહિ—

વ્હોરોઃ સીઢા ટાંથી જ પારસલ કરેલા, ટઝુન ટાજો માલ!

વિદ્યાર્થીઃ પણ એ તો એમ જ થાયને? ડાયરેક્ટરના સગાવહાલા, મામા માસીના—ત્યાં નહિ સંઘરાય તે કચરો અહીં ધકેલશે. અરે સાહેબ! માસ્તરને પૂછો; એક મેલટ્રેન ખાલી દોડાવશે, પછી ચાલ તો એમાં પેસેંજર બે અલો ને અલી; પાછળ વીસ ભઠિયારાનું રસોડું દોડે અને શુમાર વગરનો સ્ટાફ; મુંબાઇથી પેશાવર ને પેશાવરથી કલકત્તા, ને ત્યાંથી મદ્રાસ, ને મદ્રાસથી મુંબાઈ. પંજાબ મેઇલ ને અફઘાન મેઇલ ને ફ્રન્ટીઅર મેઇલ, મોટાંમોટાં નામો; ફર્સ્ટ ક્લાસ, ને સેકન્ડ ક્લાસ. દરેક ગાડી ખોટમાં દોડે; આ એ બધો ખંગ આપણી આ લાલ ટિકિટ પર. નાણાંશાસ્ત્રની રીતે વેપારમાં શી અગવડો છે એ તમને હમણાં ક્યાં સમજાવું.?

વ્હોરોઃ અરે! નાનાંસાસ્ટર બાનાંસાસ્ટરની સું વાટ કરોચ? વેપારની મોકાન ટો મે જાનુંછ ની? મિસ્ટર! ટમે લૅક્ચર સારો કીઢો; પન

એમાં દારો સું વલે?

કાઠીઆવાડીઃ ભાઈ! ભણ્યા સે તો આટલું હમઝે સે; કોક દિ યે એમાંથી કાંઇક ફાયદો થાહે.

વ્હોરોઃ કાંય કાવસજી! થંડી વધારે લાગી ગઇ કે સું? જરા ચાનો કૅાપ ચરાવો.

પારસીઃ અરે આય પંચાત હમણાં કાં ઉકેલો? એ મિસ્ટરમાં પન તાજો કૉલેજનો પવન ભર્યો હોસે બા, તે આમ બખાળેચ; અથવા તો કોઈ ટિકિટ કલેક્ટરે એવરે ભારે સતાવિયા હોસે. ખોતું ના લગારતા; બાવા; બોલો તમે બી ચા પીસોને? મલ્લાંજી તમે પન? બીજા કોનકોન પીસે? બોલો, ચલો!

વ્હોરોઃ હો, હો; કાં? એકદમ સખાવત કરી નાખોચ? બદ્ધા જ પીસે વલી.

પારસીઃ થવા દેઓ, થવા દેઓ તો, લ્યો હું કેટલા કોપ—પાંચ, દસ—

ડે૦ સ્ટે૦ માસ્તરઃ તમે બેસો, હું નોકરને બોલાવું છું. એઇ, કોણ, ભૈયાજી! સ્ટૉલવાલાને ચાનું કહોને.

વ્હોરોઃ એ ભૈયાજી! ટો જો, એ અપની તરફથી ખારી બિસ્કીટ, બદ્ધાની.

પારસીઃ તમે પન કાંઇ ઉસ્કેરાઇ ગીઆ?

વ્હોરોઃ ટો ટેમાં સું થયું? બધી મજલિસ બેઠી છે, ને જાફ્ટ. કોઈ કાં જાસે, કોઇ કાં જાસે; ફરી મિલા તો ખુદા અલ્લા નહિ ટો ટાં.

[ઊંચે આંગળી બતાવી રહે છે.]

પારસીઃ માસ્તર સાહેબ! ખરી મિજલસ છે; તો ભૈયાજીને કહોની કે જરા ચાલવા દે; આય પેટી, બાવાજી, અમુને તો પેંપું કરતાં આવરે નહિ; નહિ તો હમનાં લગાવી દઇએ.

સોનીઃ આટલામાંથી કોઈ હોય તો લલકારોની, થંડે પહોરે ધીમે

રહીને થવા દો.

વ્હોરો: કાં ટમે સું એક ઊંઘ નિકાલી?

સોની: ના રે જરા એક ઝોકું ખાધું; પણ હવે મકું ચાલવા દો. જરા સ્ફૂર્તિ આવે.

[એકાએક ખૂણામાંથી કાઠીઆવાડી]

કાઠીઆવાડી: એ એ એ . . . .

સોની: વાહવા, હં.

કાઠીઆવાડી: એ એ . . .

લાડી, વાડી, ને ગાડી; જર વિણ જીરવે નહિ;
(પણ) એ કડવી મીઠી માડી, જર વિણ જાળવતી સદા.

એક જણ: શાબાશ! શાબાશ!

વૈદ્ય: (એકાએક)

એ . . . બાંડી, જાડી ને ગાંડી, વૈદ્ય વિણ હાલે કદી;
પણ વિફરે જો ઈ નાડી; વૈદ્ય વિણ હાલે નહિ.

એક જણ: વાહ વૈદ્યરાજ! વાહ! કાં દરબાર? આવવા દ્યો હવે.

કાઠીઆવાડી:

એ . . . કણો ખટકે નેણ, કંકર ખટકે પાનીએ;
હૈડે ખટકે વેણ, વિયોગ ખટકે સૌ થકી.

વૈદ્ય: એ . . . વેઠ્યો જાય વિયોગ, ગ્રહયોગ વસમો એ થકી;
પણ પૂરા લાગે ભોગ, જો વૈદ્ય વિફર્યો હાથથી.

એક જણ: વાહ વાહ! વાહ વૈદ્યરાજ! કાં મલ્લાજી?

વ્હોરો: એમાં અપના હિસાબ નહિ ભાઇ! એ વૈડ વિફરવાનું સમજે હું ટો. ટટોફ્સિાદ ના કરટા ભાઈ. કાં કાવસજી! ટમે કંઈ આવવા ડો હવે.

પારસીઃ અરે હું વલી કોણના બાવાનો ઉસ્તાદ—

વ્હોરોઃ કાં, ટમે ટમારા બાવાજીના ઉસ્તાદ! ચાલવા દો.

એક જણઃ હા ભાઈ; વખત કાઢવાનો છે, એમ.

પારસીઃ લ્યો તારે, આય એક સુપીઆની રાગની સુનાઉંચ. આય એમાં તાલ તંબૂરાનો, ને થાથ થુમરીનો.

(ભજન)

એ. . એ . . . એ. . . .
સુખદુખ મનમાં નહી આનીએ રે ઘત સાથે રે ઘડીઆં,
તાલ્યાં તે કોઈનાં નવ તલે, રઘુનાથનાં જરીઆં.—સુખદુખ૦

[બધા સાથે 'સુખદુઃખ' ઊપાડી લે છે.]

એ, હરિસચન્દર સરીખો રાજીઓ, જેની મંડોડ્રી રાની,
બાર વરસ વનવન ભતકી, નઈ મલે અંન ને પાની.—સુખદુખ૦

એ, રામચન્દર જેવો રાજીઓ, જેની દમયંતી સ્યાની,
અરધે વસતર વનવન ભમી, રામજી રૂએ રે સાદ તાની,—સુખદુખ૦

એ, નલરાજા સરખો રાજીઓ, જેની તારામતી પતરાની,
એના છપ્પન પર ભોગલ વાજીઆ, ને થયું બદ્ધુ ધુલધાની,—સુખદુખ૦

સાહેબો! અમુને તો આવું આવરેચ. તાનપલતાની વાત તો વરી ન્યારી જ છે.

વ્હોરોઃ અરે વાહ, ફસકલાસ ગાયું. હરફે હરફ મેં સમજો. ટમે બી બાવાજી થીક સીખાછ. ચાલો હવે બીજો કોઈ ઘરાક નીકલેછ કે?

[ઘંટડી વાગે છે ને માસ્તર જાય છે.]

સોનીઃ કોઇને ચાનો ગરમાવો પણ લાગ્યો નથી શું?

[માસ્તર પાછા આવે છે.]

પારસીઃ કેમ, સાહેબ? કંઈ ટ્રેન આવે એવું લાગેય કે આજે રજા પાલવાની ચ?

ડે૦ સ્ટે૦ માસ્તરઃ આવશે, આવશે; ધીરજ રાખો. શાં જંગલમાં બેઠા છો? હવે બહુ વાર નથી.

એક જણઃ એ દરબાર! હાલો.

કાઠિયાવાડીઃ એ કહુંબાના રંગમાં દરબાર કે દિ'ના હવાઈ ગિયા. દરબારના ઠાઠ હાલતા ત્યારે તો, બાપુ, ગિરિકન્દરો 'ખમા ખમા' ના પડકાર ઝીલતી; ને સમદરની છોળ જેવા તો દરબારનાં ઘોડાંવ જતાં ને પવનવેગી સાંઢણીયું મલક મલકના કોટ કૂદી વળતી, ને લોકના થોક બિરદ ગાતાં ગાતાં ગગનને ડોલાવતા; ત્યારે રૈયતને એતરેએતર તો મનખા જેવડ અટઆટલા ઊંચા તરમોલ ભારોભાર ઝૂલતા, બાપજી! એ દા'ડાની વાતું, નોખી ને હવે તો—

(ગાયન)

અગનગાડી આંગણુ આવી...
હે, ફૂલે ફાલ્યા મલકની માંય, અગનગાડી આંગણુ આવી,
એ, લીલાલીલા સીમાડાની છાંય, ઉપજની માંગણુ આવી.
—અગનગાડી૦

હે, કુંજન વન ને નાધેરની મોડ, કાળમુખી વાઘણુ આવી,
રે, મીઠા પમરે વાયરાથી છોડ, તેમાં રે ગંધારણુ આવી.
—અગનગાડી૦

[સ્ટેશનમાસ્તર અંદર જાય છે.]

એ, આવ્યા આવ્યા દેશ પરદેશ, એના રૂપ સાંભણુ લાવી;
રે, રૂપા કીધ કાણુબીના વેશ, એને માટે લાંઘણુ લાવી.
—અગનગાડી૦

એ, ભોળા ભોળા ભારતને ભાગ્ય, પરદેશી કામણ લાવી;
મલક ફરતા ઝેરી ફૂંફાટ, ડંખીલી નાગણ આવી.
—અગનગાડી૦

બેત્રણ જણ: એ વાહ જી વાહ ! શાહબાશ; અગનગાડી આંગણ આવી. વાહ વાહ, રંગ છે.

[સ્ટેશનમાસ્તર આવીને]

ડે૦ સ્ટે૦ માસ્તર: એ નીકળી ગાડી, લ્યો.

વ્હોરો: હો હો, પૈસા વસુલ થસે ખરા !

પારસી: ઓ ખોદા ! લેઓ, આય તમોએ ગાયું તે ખોદાયજીએ અરજી સાંભલી ને આય ગાડી ડિસ્પૅચ કીધી. ચાલો બને તો બધા સાથે જ બેસજો કે રાત સીધી નીકળી જાય.

એક જણ: કાંય બાવાજી ! કંઇ સૂવા દેવા છે કે નહિ ?

[બધા બિસ્તરા વગેરે તપાસવા મંડી પડે છે, ઊભા થઇ જાય છે, નમસ્કાર કરે છે, ગુસપુસ વાતો કરવા મંડી પડે છે.]

એક જણ: એ ભાઈ, બોલ્યુંચાલ્યું માફ કરજો.

બીજો: એમાં બોલ્યું શું ને ચાલ્યું શું? હવે તો ગાડી જ બોલશે ને ગાડી જ ચાલશે.

એક: (દૂર જોતો) આવી ખરી. આ ચળકતો દીવો તે એનો જ કની ?

બીજો: અરે, એ તો નાગણનો મણિ.

એક: અરે મણિ તો નાગને હોય;

બીજો: તો નાગ પાસેથી ચોરી લાવી હશે; રાતના રસ્તો નહિ દેખાયને, એટલે.

ડે૦ સ્ટે૦ માસ્તર: (હાથમાં તાર લઈ ઉતાવળે, દોડધામમાં) ભૈયા ! એ ભૈયા !

રામચરણ: હાં સાહબ!

[પાછી ઘંટડી વાગતાં માસ્તર એકદમ ફોન પર દોડે છે.]

એક જણ: એકદમ કંઈ ધાંધલ થઈ લાગે છે.

રામચરણ: ક્યા નસીઅયત હૈ સાહબ!

ડે૦ સ્ટે૦ માસ્તર: ભૈયાજી! આજે જે નહિ થાય એ ઓછું. કુચ સમજાતા નહિ. એક તાર છે. દેખો ઇસ્પીસલકા લાઇટ એન્જિન તૈયાર રખો, કૅબિન કો બોલો.

[પાછી ઘંટડી—જાય છે.]

રામચરણ: એ કૅબિનવાલા... આ... એ... એ...

ડે૦ સ્ટે૦ માસ્તર: (એકદમ ઉતાવળે આવીને) ભૈયા! વન કાઉ રન ઓવર!

રામચરણ: ક્યા સાહબ?

ડે૦ સ્ટે૦ માસ્તર: એક ગાય કટા ગઇ; ડ્રાઇવર રિપોર્ટ કરે છે. નાહકનું કામ વધારતા ફરે છે તો.

રામચરણ: સાહબ! ગાડી આ રહી.

ડે૦ સ્ટે૦ માસ્તર: અરે હાં, એક ઘંટા લગાઓ.

[એક બાજુથી નીકળી તપ્પાની ફુટલાઇટ સરસો હાથ ઊંચો કરી પૅસેન્જરોને આઘા ખસેટવાની સૂચના કરતો ચાલતો પોર્ટર બીજી બાજુ ચાલ્યો જાય છે. બધા પૅસેન્જરો હારબંધ ગાડી આવવાની દિશા તરફ જોતા પ્રેક્ષક તરફ ઊભા રહી જાય છે; તરત એક ઘંટો વાગે છે.]

મજૂર: બા...આ...આ...જુ...

[ને પરદો પડે છે.]

# અંક ૩ . . . પ્રવેશ ૧

## પાત્રો

સાહેબો, ઉજલસિંગ, નારણીઓ

પાછલી રાતનું અંધારું. પાટા પર એક ટ્રૉલી પડી છે, ને પછી તુરત એક નાળાના પૂલની એક બાજુના પથરાનો કરો દેખાતો હોય એમ લાગે છે. પેટ્રોમૅક્સ બળે છે.



[બેત્રણ સાહેબો વાતો કરતા ઊભા છે. એમાં એક પંજાબી પણ છે એમ તેના શીખ ફેંટા પરથી સમજાય છે. એક્સ.ઈ.એન., પી.ડબ્લ્યુ.આઈ., ટી.આઇ., બી.આઈ.; (ઇજનેર, રસ્તામુકાદમ, ટેલિગ્રાફ ઇન્સ્પેક્ટર, અને પૂલમુકાદમ તે સરદાર ઉજલસિંગ).

એક સાહેબ: અભી કોઈ નહિ આટા?

ઉજલસિંગ: યસ સર! અભી આતા હોગા. પાંઉસે ચલના ઔર ઠિકાને ઠિકાને પર આદમી ખડા રખના ઇસસે દેરી હુઈ હોગી.

બીજો સાહેબ: બ્રિજ બરાબર હય?

ઉજલસિંગ: હાં સાબ! અભી દેખા.

ત્રીજો સાહેબ: સબ ઑલરાઈટ, ઉજલસિંગ? આદમી લોકકુ સબ સમજાયા હય—કૈસા ખડા રહેના, કયા કરના, કહાં તક—સબ?

ઉજલસિંગ: હાં સાબ! સબ લોકકુ બોલા હય—વો મશાલ હાથમેં રખના, ઐસી પીઠ કરકે ખડા રહના, ઔર લંબા નજર રખના, ઇસપીસલ

ચલી જાવે ફિર ભી પંદરા મિનિટ તક ખડા રહના. સબ બરાબર સમજાયા હય.

એક સાહેબ: થિસ બ્લડી કોલ્ડ!

ઉજલસિંગ: હાં સાબ થંડી તો બ્હોત હય. મગર યે મશાલકી ગરમીમેં ઠીક રહેગા.

બીજો સાહેબ: ઉજલસિંગ! ઉસકો બોલા હય કિ ટ્રેન ચલે ગયે બાદ દોડના નહિ?

ઉજલસિંગ: હાં સાબ, બરાબર કહા હય. હમકો યાદ હય એક બખતકા નતીજા. અખબારમેં પઢા થા. એક બખત કોઇ નૅટિવ સ્ટેટકી ઇસપીસલ ચલી જા રહી, ઔર જંગલી મશાલચી ગાડીકે પીછે મશાલ લેકર ભાગા. વો સમઝા સરકાર માબાપ કી ગાડી કે પીછે ભાગના હી ચાહીએ. મીટર ગેજ ઓર ઇસ્પીડ કમ હોગી, તો સાબ! બૉડીગાર્ડને દેખા; ઓર એકદમ બંદુક લેકર ગોલી છોડા ઓર શૂટ કીયા. હીહીહીહી! એસા હો જાતા હે કભી કભી. સબ જંગલી લોક, બીલકુલ સમઝે હી નહિ.

એક સાહેબ: યેસ . . . પૂઅર મૅન!

ઉજલસિંગ: હાં સાબ, દુસરા ક્યા હો સકે? મશાલ લે કર હી ભાગા. વો તો સમઝા કે મેં ડ્યૂટી કરતા હું; મગર શૂટ હી હો ગયા.

બીજો સાહેબ: નાલે કી વો બાજુ એક, ઓર યે બાજુ ભી એક રખેગા? એસા—ઇધિર એક લેબરર કો રખના.

ઉજલસગિં: અચ્છા સાબ. ઐસાહી હે લિસ્ટમે ભી. યે આ રહા—એક.

એક સાહેબ: ઇધિર તક અપના ડિસ્ટ્રિક્ટ હે—યે નાલા અપને ડિસ્ટ્રિકમેં આતા હય ના?

ઉજલસિંગ: હાં સાબ! યહાં તક હી અપના. વો છેલ્લા એકહી મશાલવાલા ઇધિર રહેગા.

[બીજા બે ત્રણ ઑફિસર સાથે
નારણ મશાલ લઇને આવી રહે છે.]

(નારણને) દેખો! ઇધર ખડા રહના; પૂલ કી યે બાજુ. પ્રિંસિપાલ જાવે પીછે ભી પંદરા મિનિટ તક યહાં હી રહના; પીછે લૌટ આના. સમઝા?

એક સાહેબઃ હી ઇઝ અ બૉય!

ઉજલસિંગઃ હાં સાબ, લડકા હી હૈ—ઇતના લેબરર ભી સબ મુસ્કિલ સે મિલા. યે થંડમેં કોઇ આતા નહિ; ઓર પેસે કમ પડતે.

બીજો સાહેબઃ ઑલરાઇટ, અબ જાયેંગે તો? ટેલિગ્રાફ ઑલરાઇટ, લાઇન ઑલરાઇટ. બ્રિજ ઑલરાઇટ?

ઉજલસિંગઃ હાં સાબ ઑલરાઇટ–સબ! (નારણને) અચ્છા! દેખો– ક્યા નામ તુમારા?

નારણઃ નારણીઓ!

ઉજલસિંગઃ નારણીઓ! અચ્છા નારણીઆ! અભી ઇધિરસે હટના નહિ. સાહબ દેખેંગે તો મારેંગે. ઇધર હી ખડા રહના. સમઝા?

નારણીઓઃ હાં સાબ!

એક સાહેબઃ પૂઅર બૉય! અચ્છા ચલો.

ઉજલસિંગઃ ટ્રૉલીમૅન! એઈ ટ્રૉલીમૅન–કિધર ગયા?

એક સાહેબઃ ક્યા ટાઇમ હુઆ?

ઉજલસિંગઃ એક, પંદરા. અભી તો દો ઘંટેકી દેરી હય સાબઃ અચ્છા! નારણીઆ! ઇધર ખડા રહના. હૈ. . . એઈ ટ્રૉલીવાલા. . . . . . .

[ટ્રૉલીવાળા આવે છે, ને બધા ટ્રૉલી પર કૂદીને
બેસે છે. ટ્રૉલી ધકેલાવા માંડે છે ને પડદો પડે છે.]

# અંક ૩ ... પ્રવેશ ૨

## પાત્રો

પોર્ટર, ઍંજિનવાળો, ડેપ્યુટી સ્ટેશન માસ્તર, રામચરણ, ગુલામમહમદ, ડૉક્ટર

સમય મોટા મળસ્કાનો



[પ્લેટફૉર્મનો એક છેડો. પાસે કૅબિન.
સાધારણ અંધારું. પાછળ પડદો કાળો.]

પોર્ટર: (બત્તી હલાવતો બૂમ પાડતો) કૅબિનવાલા . . . હે એ. . . . શંટિંગ ઈંજનકુ લુપલાઈનમેં જાને દોઓ ઓ . . . .

કૅબિનવાળો: (કૅબિનની બારીમાંથી) કબસે ધકેલ દીઆ—અબ ક્યા ચિલ્લાતા હય. અરે પોર્ટર, માસ્તરસાહબ કિધર હય—અભી તક નહિ આયે ?

પોર્ટર: એ આવે સાઈડીંગમેંથી. સાલી તાઢ બૅાત પડતી. એઈ! ભૈયા મેનલેન ક્લીઅર કરો . . .

કૅબિનવાળો: અરે યે ક્યા ટિકટિક લગાયા હે ? અભી વીસલ તો દિયા ભી નહિ. તુમ તો કોઇ દિન કિસીકુ પટક દેગા !

[ડેપ્યુટી સ્ટેશન માસ્તર આવે છે.]

પોર્ટર: જોજો, માસ્તરસા'બ! ઑણી કોરે તાર છે, ને સલેપાટ આડું પડ્યું છે.

ડે૦ સ્ટે૦ માસ્તર: હા ભાઈ! ભેરવાયા તો લાંબા જ. અરે ભૈયાજી!

એ ભૈયાજી!

રામચરણ: આયે માસ્તર સાહબ? બ્હોત દેર લગી? અભી ક્યા ઝગડા હય?

ડે૦ સ્ટે૦ માસ્તર: અરે ઝગડો તો ભારી છે. આ સ્પેશ્યલે તો થંડા કરી નાખ્યા, ભાઇ. હજી અહીં કોણ જાણે ક્યાં સુધી થથરવું પડશે. અરે પોર્ટર, જોની ઑફિસમાં મોટા માસ્તર જાગે છે કે ઊંઘી ગયા? ફોન ફોન આવશે ને ઊંઘતા હશે તો વળી મુસીબતનાં પોટલાં!

[પોર્ટર જાય છે.]

રામચરણ: બડે માસ્તરકી આપ ક્યોં ઇતની ફિકર કરો સાહબ? વો તો લપેટ ગયે હોંગે.

ડે૦ સ્ટે૦ માસ્તર: અરે ભાઇ! એ પણ આપણો ભાઈ છે ને? નાહકનો નોકરી ગુમાવે તેમાં શો ફાયદો?

રામચરણ: ઠહરો સાહબ! મૈં ઇસ્ટુલ ભેજું નીચે.

ડે૦ સ્ટે૦ માસ્તર: અરે ના રે ભાઇ ના; આ તો ખડા પગની નોકરી. વળી કોઇ ચાડીઆ નીકળશે તો અદેખાઈનાં જાળાં ઊભાં થશે. હવે લગભગ સવાર તો થવા આવ્યું. કેટલા વાગ્યા?

રામચરણ: ચાર પચાસ. ઇસપીસલ તો નિકલ ગઈ હોગી; અબ, વો ગુડસ લેનેકી રહી. અભી કુચ લાઇન ક્લીઅર નહિ આયા?

ડે૦ સ્ટે૦ માસ્તર: આવશે; હજી વાર. રામભૈયા! સ્પેશ્યલનો રૂઆબ ઘણો ભારી હતો—જો!

રામચરણ: હાં સાહબ! સુપરહીટર ઍંજિન, ઓર પંદરા રોજ સે ઘિસઘિસકે ચમકતા બનાયા; ઓર બોગી ભી અચ્છીથી.

ડે૦ સ્ટે૦ માસ્તર: ઊભી તે અને સ્ટાર્ટ પણ સરસ લીધો. પણ રામભૈયા, એ તું હોય નહિ ને એ ચાલે નહિ—જો.

રામચરણ: હાં સાહબ, ઇંજિન તો ઉસકા, સમજો ન, કે કલેજા હય.

ડે૦ સ્ટે૦ માસ્તર: હા, આ પાટાફાટા તો ઠીક; અને લાલ લીલી બત્તી પણ ઠીક; ખરો તો તારા આ બે સાંધા પર એનો આધાર છે.

રામચરણ: રામજી કા આધાર, સાહબ!

ડે૦ સ્ટે૦ માસ્તર: એ સાંધા જો ફટક્યા તો ખતમ.... અરે યે શંટિંગ એન્જિનકો લો—મેઈન લાઈન પે—એ એ.... એ બરાબર! ભૈયા જાને દો . . ઓ . . ઓ. ...

રામચરણ: યે કૌન હૈ આજ? છનુમિયાં ક્યા?

આ૦ સ્ટે૦ માસ્તર: હા, છનુ જ હશે; જબરો ધાંધલીઓ! રામભૈયા! આટલું અમસ્થું માણસ, આગવાળો ને ડ્રાઈવર! ને શો ભપકો ને રૂઆબ! ને આ રાક્ષસી ગાડી? ધડધડાટ કરતી ચાલી! છે કાંઇ એને ચિંતા? સપાટાબંધ! ન એન્જિનને ફિકર. એ બે પાટા ને ધમધમાટ ચાલ્યા જ જવાનું. ન કોઈ સામે ખાડો કે ટેકરો, નદી કે નાળું; બધું બરાબર એને.

રામચરણ: સાહબ! આગગાડી હય. ચલી વહાં તક ચલી. મગર આગકી સાથ રમત હય સાબ.

ડે૦ સ્ટે૦ માસ્તર: એ તો ખરૂંસ્તો. સહેજ ભૂલ કે રામ બોલો ભાઈ રામ. એ તો અગ્નિ, કોપ્યો તો સત્યાનાશ.

રામચરણ: અરે સાહબ! ઉસકા જોર દેખો ઓર ઉસકી નૌકરી દેખો. કયસા કાબૂમેં રહતા હય વો? મગર આપને આદમીલોક; આપ કમઝોર ઔર ગુસ્સા કિતના કરતે હય.

[પોર્ટર આવે છે.]

પોર્ટર: સાહેબ! આ તાર છે: અને પ્લાટ પર દાગીનાનો ઢગલો પડ્યો છે, તે શેમાં જશે?

ડે૦ સ્ટે૦ માસ્તર: લાવ, બત્તી ધર જોઉં. (વાંચે છે) ભૈયા! ભૈયાજી!

કારખાને મેં પૂછો ફોન સે, કયા હય?

રામચરણ: કયા હય સાહબ?

ડે૦ સ્ટે૦ માસ્તર: અરે તુમ પૂછો: વનં ટવેન્ટી ટુ કા એન્જિન પર બાધર આયા–કુછ હોનારત હય!

રામચરણ: (મોટેથી) અલાવ—રનિંગશેડ: યે કોન હે? સ્ટોરવાલે—સાલા કોઇ જવાબ નહિ દેતા–કહાં મર ગયે? એઈ–અલાવ . . . એઈ . . . કૌન હે તુમ, કહાં મરાથા?—અચ્છા કયા કુછ અકસિડંટ હુઆ—બાધરકુ? —હાં—હાં—હાં . . . . પિછે? . . . . હાં . . . . હો . . . બાધરજી? . . . માસ્તર સાહબ! સુનો, કહતા હય કે બાધરજી અંજિન પરસે ગિર પડા, ઓર હાલત ગંભીર હય. અભી વો ગુડસ આયા–કહાં કિધર ગિર ગયા વો કુછ કહતા નહિ. અભી તક કારખાનેમેં હય ઓર ડાકટર કે લિયે ભેજા હય.

ડે૦ સ્ટે૦ માસ્તર: મને થતું જ હતું. આ તાર પણ ઠેકાણા વગરનો છે. પૂછો ભૈયાજી, કારખાનામાં રાખે છે કે ઘેર લઈ જાય છે?

ડે૦ સ્ટે૦ માસ્તર: પોર્ટર! જા તો; મોટા ડાકટરને મારા તરફથી કહે કે ત્યાં બાધરની કોટડીએ આવે.

રામચરણ: (ટેલિફોન સાંભળીને) સાહબ! બોલતા હય કે અભી કોટડી પે લે જાતા હય. સાહબ! બોલો ક્યા કરના—સાલી નોકરી હય યા ગુલામી?

ડે૦ સ્ટે૦ માસ્તર: રામભૈયા! ઉપર છે કોઇ બીજું? તેને બેસાડ ને તું ચાલ.

રામચરણ: અયસા આ સકતા હું સાહબ?

ડે૦ સ્ટે૦ માસ્તર: હા, હા, ચાલ; રેલવેને માટે માણસનો જાન જાય તો તેને રેલવેનો નોકર એટલી પણ મદદ નહિ કરી શકે? ડ્યુટીનો અર્થ હું જાણું છું, સમજું છું, પણ ક્યાં? (દરમ્યાન ભૈયો નીચે આવવા ઊતરે

છે.) અહીં—આઠ કલાકની—ચૌદ ચૌદ કલાકની નોકરી હોય—નોકરીમાં કોઇપણ જાતની કદર ન હોય—પ્રામાણિકતાનું નામ ન હોય—આખું તંત્ર સડેલું હોય ત્યાં ફરજનો આદર્શ રાખી . . . .

[રામચરણ આવીને]

રામચરણ: ચલો સાહબ ! હમકો ભી સબ ગોટાળા માલૂમ હોતા હય. વો સાલા જોન્સ બડા દારૂબાજી કરતા—

ડે૦ સ્ટે૦ માસ્તર: ભૈયા! આપણે કારખાનામાં શા સારૂ જઇએ? એ લોકો એને કોટડીએ લઇ જતા હશે તો તો અહીંથી જ લઇ જશે, આ જ રસ્તો.

રામચરણ: હાં સાહબ! યે ભી ઠીક હૈ. અભી આતે હોંગે.

ડે૦ સ્ટે૦ માસ્તર: હા; અને હું ધારૂં છું કે આ પેલા એ જ આવે.

રામચરણ: સાહબ! ડાક્ટર ક્યા આજ આવેગા—યે દીવાલી ચલતી હય તો રાતકુ સોતા ભી નહિ હોગા. વો પટ્ટા ઉઠનેવાલા હી નહિ.

ડે૦ સ્ટે૦ માસ્તર: એઇ! કોણ છો ભાઇ!

એક જણ: એ કલીમેનો સાહેબ! બાધરજીને લઇ જઇએ છીએ.

[ચાર કલીમેનો બાધરજીને એક ભાંગેલી ખુરશી પર ઊંચકી લઈ જતા આવી રહે છે ને એને લઈ ચાલ્યા જાય છે. પાછળ ગુલામમહમદ છે, તે જરા ઊભો રહે છે.]

ડે૦ સ્ટે૦ માસ્તર: કોણ, ગુલામમહમદ? કેમ છે?

ગુલામમહમદ: ઠીક છે સાહેબ! ખુદા રહેમ કરે ને જીવે. . .

ડે૦ સ્ટે૦ માસ્તર: કેમ, ગંભીર છે?

ગુલામમહમદ: એ તો હવે કોણ જાણે; પણ માસ્તર સાહેબ! લોહી ઊકળી આવે છે.

ડે૦ સ્ટે૦ માસ્તર: પણ વાત તો કર.

ગુલામમહમ્મદ: સાહેબ વિચાર તો કરો, આજ દિન સુધી કંઈ આગવાળાઓ અંજિન પર ચઢ્યા ને ઊતર્યા, ને બાધરજી જ પડી ગયા? અને તે બી કબૂલ; પણ અંજિન પરથી પડે તો ગાલ પણ સૂઝી જાય? દરાવરલોક કેટલો ચઢાવીને ગાડીએ જાય છે એ તો ખબર છે ને?—

રામચરણ: સાહબ મૈં નહિ કહેતા થા?—વો સાલા જોન્સ હે હી શયતાનકી ઑલાદકા.

ગુલામમહમદ: અરે શું ભૈયા! એ શયતાન ખરો, બાકી શયતાનની ઓલાદનો તો નહિ.

ડે૦ સ્ટે૦ માસ્તર: એટલે?

ગુલામમહમદ: અરે સાહેબ! તમે તો મોટા માણસ કહેવાઓ, તે શું સમજો આ ખટપટ? તમને નહિ ખબર હોય–કે બાધરજી ને જોન્સ એક જ ઓલાદના;—એક સોનું ને બીજો મટ્ટી.

રામચરણ: કહા કહત હો ભૈયા!

ગુલામમહમદ: કહા કહત કયા?—તુમ તો આયે પરદેસી—હમણાં આવીને રહ્યા—અમે તો નાનપણથી ઓળખીએ. અગારો ડોસો વાત કરે તે જાણીએ. જોન્સને ઓછો નહિ સમજતા, સાહેબ! દૂરથી જુઓ તો એક લોહી. જોન્સનો બાપ નાનપણમાં વટલી ગએલો—આજથી પચાસેક વર્ષની વાત પર; અને બાધરજીના બાપ પાસે ટુકડો જમીન; ને એ બે પિતરાઈ થાય સાહેબ; એને વેરઝેર—

ડે૦ સ્ટે૦ માસ્તર: તું શું કહે છે ગુલામમહમદ?

ગુલામમહમદ: ના માનતા હો તો પૂછો મારા બુરા ડોસાને. એ બધા એક જમાનાના, સાહેબ. એ ટુકડા જમીન માટે બાધર પર વેર; ઈમાન વટલ્યો ને બદલાયો, પણ ખવીસ કંઇ બદલાય છે સાહેબ! ખુદાને ત્યાં એનો ઈન્સાફ થશે.

હેડ સ્ટે૦ માસ્તર: તે એ વટલ્યા કેમ?

ગુલામમહમદ: અરે બસ સાહેબ! લાંબી વાતમાં શો ફાયદો? વટલ્યા. હલકી જાત, ગરીબી, પૈસો મળે નહિ. હિંદુઓ કોઇ સંઘરે નહિ, સામું ન જુએ; તે આ મિસનવાળાએ પાંખમાં લીધા. બાધરજીનો બાપ ઈમાનદાર—તે બચી ગયો; ને આ જોન્સનો બાપ કિરિસ્તાન થયો—પછી જરા ભણ્યો ગણ્યો એટલે સાહેબ!

હેડ સ્ટે૦ માસ્તર: ચાલ ભાઈ ચાલ; એ લોકો ત્યાં પહોંચી પણ ગયા હશે; અને ડાક્ટર પણ આવી પહોંચશે હવે.

ગુલામમહમદ: સાહેબ ડાક્ટર આવી રહ્યો. જોન્સ સાહેબ ચૂકે એવો ના સમજતા. વાત સમજો; એ સ્ટેશન આગળ જ પડી ગયો ને બેભાન થયો, ગાર્ડની બરેકમાં મૂકી લઈ આવ્યા, એમ રપોટ કીધો. બીજા આગવાળાની તે પર સહી. તેને ચાંપી મૂકેલો. એને પણ નોકરી કરવી છે, એટલે એની પણ આ જુબાની. જોન્સ આવીને કારખાનામાં ઊભો નથી રહ્યો. એ ડાક્ટર પાસે પહોંચ્યો હશે ને નોટ ચાલુ થઇ ગઇ હશે. કંઇ વાત છે? આ આખા કારખાનામાં એક જ ભગવાનનો માણસ હતો. બાધર તે બાધર! એ ભલો એટલે એના પર વધારે સિતમ.

હેડ સ્ટે૦ માસ્તર: મેં હમણાં જ પોર્ટરને મોકલ્યો છે, મારા નામથી કહેવા. આ હમણાં જ જેવો તાર આવ્યો ને મેં મોકલ્યો.

ગુલામમહમદ: તે હમણાં જ તાર આવ્યો સાહેબ? લો જુઓ, આ વાતને તો કલાક ચાર થયા. ગાડી અહીં આવી ગઇ અને તાર પછાડી આવે છે! સાહેબ! સ્ટેશન માસ્તરને પણ, ક્યાંક ફોડી મૂકેલો. ખૂબ પૈસા ખાધા છે, તે સામટા ઓકી નાખવાનો—યા અલ્લા!

રામચરણ: રામ રામ! સાલા મિલે તો ઉસકી હડ્ડી ફોડ દઉં!

ગુલામમહમદ: ભૈયાજી! મારું લોહી ઓછું ગરમ નહિ સમજતા.

આ રેલવે, આ નોકરી, આ જુલમ, અને આવો ગેરઈન્સાફ! આબરૂ તો અહીં કોઇની છે જ નહિ. પેટગુજારો તો સાહેબ રોજની બાર કલાકની ગુલામી પછી રેલવે જાણે મહેરબાની દાખલ આપે છે! પૂછો જ નહિ સાહેબ. આ આપણાં હાડકાંનાં લાકડાં બળે છે એના ધુમાડાથી, અને લોહી બળે છે એની વરાળથી આ આગગાડી ચાલે છે. કુટુંબ ભેગા પાટા ઉપર સૂઈ જઇએ ને ઉપરથી ગાડી ચાલી જાય એટલે બસ. હવે છેવટનો તો એ એક રસ્તો છે. ઈન્સાફ, સચ્ચાઈ, ઈમાન, વફાદારી સબ જૂઠ! આ કાળાં લૂગડાં એથી યે કાળાં દિલ છે સાહેબ રેલવેમાં—

રામચરણ: અરે કહીં તો દિલ ભી નહિ હય.

ગુલામમહમદ: તો એ દિલ વગરના જ એ કાળાં દિલને ખરીદ કરી રાખે છે ને, ભાઈ!

ડે૦ સ્ટે૦ માસ્તર: (આંખમાં આવેલું એક આંસુ રૂમાલથી લૂછતાં) ચાલો ભાઈ ચાલો, સવાર પણ પડી ગઈ. ને ત્યાં પહોચતાં મોડું થશે— ડાક્ટર આવી જશે.

ગુલામમહમદ: તમે તો સાહેબ, ખુદાના માણસ છો—આ થંડીમાં કલીમેનો માટે ડાક્ટર ઊઠીને આવશે? ગજવું ભરાયું હશે એના ભારથી એનાથી ઊઠાશે જ નહિ ને—લો ચાલો, બહુ ખોટી થયા.

[એકદમ અંધારું: કેબિનની બાજુ પરની છાપરી ને સીડી અંદર ખેંચી લઈ જવી: પાછળનો કાળો પડદો હોય તેમ જ રહે. પછી બીજી બાજુથી હાથમાં બત્તીઓ લઇને ધીમે ધીમે ગુલામમહમદ, માસ્તર અને રામચરણ આવે, ને—]

ડે૦ સ્ટે૦ માસ્તર: જો જો, ભાઇ; અહીં સમાલજો, તાર છે— આ રસ્તો કોઈ દિવસ સુધરવાનો ખરો કે?

ગુલામમહમદ: હા, સાહેબ; સાહેબો અહીંથી જવાના હોય તો

પચ્ચાસ બત્તી ને તદ્દન નવો રસ્તો થઈ જાય—

ડે૦ સ્ટે૦ માસ્તરઃ એ બીચારા તો પરદેશથી આવે એટલે અહીંના રસ્તાની ખબર નહિ ને? એટલે એમને બધું નવું જ જોઇએ!

રામચરણઃ યે તો સાલા રસ્તા હય—

[બરાબર વચ્ચે આવતાં સામેથી બત્તીનો પ્રકાશ પડે છે, ને એકજણ આવે છે.]

ગુલામમહમદઃ અલ્યા કોણ છે?

કૉલબૉયઃ એ . . . કૉલબૉય કારખાનાનો.

ગુલામમહમદઃ કાં ગયો તો?—

કૉલબૉયઃ રામચરણની કોટડીએ—આ તાર આપવા.

રામચરણઃ ક્યા ટંટા લાયા હય ફિર હમેરે લિયે?—

ડે૦ સ્ટે૦ માસ્તરઃ જા જા, ભાઈ જા, મને ખબર છે, લાવ તાર—ચલો ભૈયાજી, કંઈ નથી.

[તાર લે છે ને કૉલબૉય જાય છે.]

રામચરણઃ કાહેકા મૌતકા પયગામ હય ઔર ભી?

ડે૦ સ્ટે૦ માસ્તરઃ અરે ભાઈ! કલાક પહેલાંની મને ખબર છે. આ મૂરખાને ધીરજ નહિ રહી તે ત્યાં કહી આવ્યો હશે. ભૈયાની ગાય રન ઓવરનો તાર છે.

ગુલામમહમદઃ શું ગાય કપાઈ ગઈ?—કઇ ગાડીથી?

ડે૦ સ્ટે૦ માસ્તરઃ સ્પેશ્યલથી જ તો!

રામચરણઃ અરે! વો તો બાધરકીકી ગૌઆ થી!

ગુલામમહમદઃ અરે આટલી એક પર તો રહમ કરવી હતી?—યા અલ્લા! એ ગાડીના અવાજમાં ખુદા સાંભળી પણ નહિ શકતો હોય?

રામચરણઃ અરે રામ! ક્યા હો રહા હય યે સબ?

ડે૦ સ્ટે૦ માસ્તરઃ (નિસાસો મૂકી) ચાલો ભાઈ ચાલો, હજી કાંઈ વધારે નવાજૂની નહિ બને તો સારૂ.

[બધા જાય છે ને કાળો પડદો ઊપડી જાય છે. અથવા બહારનો પડદો નાખીને પાછો તરત ઉપાડી પણ શકાય. પરંતુ એને બદલે ત્રીજો પ્રવેશ એક આ આખા દૃશ્ય સાથે સળંગ જ રખાય—એટલેકે પાછળનો કાળો પડદો ઊપાડી, પાછળ ગોઠવેલું છેલ્લું દૃશ્ય રજુ કરી નાટકનો પ્રવાહ વહેતો રખાય તો એ નાટકની દૃષ્ટિએ સારૂં છે.]



# અંક ૩ ... પ્રવેશ ૩

## પાત્રો

ડેપ્યુટી સ્ટેશન માસ્તર, ગુલામમહમદ, રામચરણ, કૉલ-બૉય, કુલી, કૉમ્પાઉન્ડર, ખાધર, એક પાવટીવાળો

સવાર પડી ગઈ છે તેના અજવાળામાં કૂવો, ઝાંપો, ઓરડી વગેરે દેખાય છે.



[ચારપાંચ ક્લીનરો બાથરના ખાટલા પાસે ઊભા છે, ને ગુલામમહમદ વગેરે દાખલ થાય છે. સૌ આવીને પોતપોતાની બત્તીઓ કૂવાપાસે મૂકે છે.]

હેo સ્ટેo માસ્તર: કેમ ભાઈ! કેમ છે? ડાક્ટર નથી આવ્યો?

એક જણ: એ તો નથી આવ્યો—પણ કમ્પાઉન્ડર હમણાં આવે છે.

ગુલામમહમદ: પણ મોટા ડાક્ટરને કહ્યું'તું ખરું કે નહિ?

એક જણ: કેમ કરીને કે'? જગાડી જ નહિ ઇશકાને! બહાર બે કૂતરા, ને એક પઠાણ. જાગવાનો હતો તો કૂતરાના ભહવાટથી નીં જાગે હું?—એ તો ચડાવીને ઊંઘતો ઓહે.

ગુલામમહમદ: સાહેબ, એ ડાક્ટર માંદાને માટે નથી, સાજાને માંદા પાડવા માટે છે. બે નોટ સરકાવી કે સિક સરટિફિકેટ તૈયાર. બાકી મરતાંને બચાવવા માટે એ નથી.

[રૂખી ખાટલા પાસે માથે હાથ દઈ રડતી બેઠી છે.]

હેo સ્ટેo માસ્તર: ખાટલો અંદર નથી જાય એમ?

રામચરણ: યે ખાટ કોટરીમેં નહિ રહ સકતી સાહબ.

હેo સ્ટેo માસ્તર: રૂખીબાઈ! હિંમત રાખ, બેન! નારણીઓ નથી?

રામચરણઃ અરે સાબ એ ડીપોટીકો દુસરા કોઈ મિલા નહિ તો નારણીઆ કો વો મસાલ લેકે ભેજા.

હેડ સ્ટે૦ માસ્તરઃ અરે! એને પણ એ શું સૂઝયું? આટલા છોકરાને તે એ કામ પર મૂકાય? સાહેબોને ખુશ કરવા કીધું હશે—પણ સ્પેશ્યલ ગયાને તો ચાર કલાક થઈ ગયા! હજી કેમ નહિ આવ્યો?

ગુલામમહમદઃ આ કમ્પાઉન્ડર તો આવ્યો.

હેડ સ્ટે૦ માસ્તરઃ હું હોત તો નારણીઆને જવા જ ન દેત; અરે રામ!

ગુલામમહમદઃ ખુદા હાફિઝ!

[કૉમ્પાઉન્ડર આવે છે.]

હેડ સ્ટે૦ માસ્તરઃ કેમ ડાક્ટર નથી આવવાના?

કૉમ્પાઉન્ડરઃ ડાકટર સાહેબ છે! મન ફાવે તો આવે, ન તો ન પણ આવે.

હેડ સ્ટે૦ માસ્તરઃ ઠીક ભાઇ! તમે તો તપાસો.

[કૉમ્પાઉન્ડર તપાસવા જાય છે.]

ગુલામમહમદઃ કેમ વળી આ શું છે?

[કૉલબૉય બત્તી સાથે આવતો જણાય છે.]

કૉલબૉય, પાછો કેમ આવ્યો?

કૉલબૉયઃ એ આ રપોટ પર બાપરજીની સહી કે અંગૂઠો લેવાનો છે; મુકાદમે મોકલ્યો.

રામચરણઃ અરે હેવાનકા બચ્ચા! તેરા રપોટ ઓર મુકાદમ જાઓ જહન્નમ કે ખડ્ડેમેં—યે ક્યા નફરત લગાઈ હય?

[હરકેરાઇને મારવા દોડે છે.]

કૉલબૉયઃ અરે ભૈયાજી!

રામચરણઃ અરે હરામકા બચ્ચા! જાતા હય યા નહિ? જાન લેતા હૈ—

[કૉલબૉય નાસી જાય છે; નાસતાં બત્તીનો દીવો હોલવાઈ જાય છે.]

રૂખીઃ ઓયરે હું ના કહેતી'તી એ કૉલજૅાયને—કે એ નહિ આવે? એને આજે નો લઈ જાઓ રે ... ને ડ્યુટી પર ઘસડી ગયા, ઓ ભૈયાજી! ઓ ભાઈ!

રામચરણઃ શાંત હો બાઈ! રામજીકા નામ લો.

રૂખીઃ રામનું જ નામ લેવાનું હવે બાકી છે, ભાઈ. એ મૂઆ જોન્સનું સત્યાનાશ જજો; એણે જ બાધરજીના આ હાલ કર્યા.

ડે૦ સ્ટે૦ માસ્તરઃ તમે શાંત થાઓ બેન. હમણાં દવાથી સારૂં થઈ જશે.

રૂખીઃ અરે માહતર સા'બ! તમે એક આટલી ઓથ છોઃ મારૂં જીવતર આજે બાળી મેલ્યું આ આગગાડીએ. ઓ ભગવાન! મારો નારણીઓ પણ હજી નથી આયો—

[કૉમ્પાઉન્ડર બાધરને તપાસવામાં પડે છે. દરમ્યાન ગુલામમહમદ અને ડેપ્યુટી સ્ટેશન માસ્તર બાજુ પર જઈ વાતો કરે છે.]

ડે૦ સ્ટે૦ માસ્તરઃ ગુલામમહમદ! મને શંકા છે. આ કોપ અસહ્ય છે.

ગુલામમહમદઃ સાહેબ! આનો કંઈ ઉપાય જ નથી, એમ? આ આગવાળાઓ ઉપર શો સિતમ?

ડે૦ સ્ટે૦ માસ્તરઃ ના, ભાઈ ના. આ બાર બાર કલાકની નોકરી જ્યાં સુધી ઓછા કલાકની નહિ થાય અને વધારે માણસો આટલા બધા કામ માટે રાખવામાં નહિ આવે ત્યાં સુધી આપણો દા'ડો નહિ વળે.

ગુલામમહમદઃ એ તો ખરૂં સાહેબ, પણ માથે આ અમલદારો આપણા લોહીના નહિ હોય ત્યાં સુધી આ જુલમ ઓછો નહિ થાય. એમને તો, સાહેબ, પૈસા કમાવા છે, બસ, આપણું લોહી ચૂસીને. મારે માથે તમે ઉપરી હો, તો સાહેબ આવો સિતમ નહિ જ કરો ને?

ડે૦ સ્ટે૦ માસ્તરઃ હા, ભાઇ હા, પણ હિંદીઓ ને ઉપલી નોકરીમાં લે છે જ કોણ? અને જે બેચાર જણને લેવામાં આવે છે તે પૂરેપૂરા ગામના ઉતાર.

[કૉમ્પાઉન્ડર આગળ આવી માસ્તર સાથે વાત કરે છે. ગુલામમહમદ બાધર તરફ જાય છે.]

બાધરઃ (ધીમેથી) રૂખી!

ગુલામમહમદઃ એ રૂખીબાઈ અહીં જ છે, ભાઇ, તમારી પાસે.

[રૂખી એનું માથું ખોળામાં લઇને બેસે છે.]

બાધરઃ ના.. ર.. ણી.. ઓ.

રામચરણઃ અભી આતા હય. ભાઈ, અભી આતા હોગા.

ગુલામમહમદઃ (એક બાજુ જઇને) અરે, આ શું લાવે છે વળી? (બધા તે તરફ જુએ છે.)

હે૦ સ્ટે૦ માસ્તરઃ ભૈયા! આમ આવ, (ધીમેથી) લે આ રૂપીઆ. બાધર પાસે પુણ્ય કરાવી લે. બાધર હવે ઘડી બે ઘડી—

[બોલતાં આંખમાંનું એક આંસુ લૂછે છે.]

(કૉમ્પાઉન્ડરને) કંઈ જ નહિ થાય, હવે?

કૉમ્પાઉન્ડરઃ તરત ટ્રીટમેન્ટ થઈ હોત તો કદાચ બચત. પણ હવે તો . . . નહિ જ.

[થોડીવાર રહી ચાર જણ—બે વાવટીવાળા અને બે સડક સાફ કરનારા મજૂરો ઝોળી ઊચકીને આવે છે ને ત્યાં નજીકમાં ઉતારે છે.]

એક વાવટીવાળોઃ રાતના સરપ કરડ્યો લાગે છે. પાટા પાહે મુડદું પડેલું. એ તો હું એને ઓળખું, એટલે અહીંઆ લઈ આઇવા.

રૂખીઃ (મોટેથી) ઓ મારા નારણીઆ રે!–ના કહ્યું કે નારણીઆને ના લઇ જાઓ—બાધરજીને ના લઇ જાઓ—જબરજસ્તીથી ઘહડી ગયા બંનેને. ઓ ભગવાન રે—(તૂટી પડે છે).

હે૦ સ્ટે૦ માસ્તરઃ (કૉમ્પાઉન્ડરને) જુઓને, નારણને કેમ છે?

[કૉમ્પાઉન્ડર એને તપાસે છે.]

ગુલામમહમદઃ માસ્તર સાહેબ! મરજી ઉપરાંત આ પ્રમાણે નોકરી

હજી ક્યાં સુધી ચલાવવામાં આવશે? આ શેઠ નારણીઆને તો જુલમ કરીને જ ચસકી ગયા હતા. આનો જવાબદાર કોણ?

હે૦ સ્ટે૦ માસ્તર: જવાબદાર આપણું નસીબ, ભાઈ. એમ તો બાપુજીને પણ ચસકી જ ગયા હતા ને? અને આ એનું મોત કંઈ ભૂત ઓછું જ કહેવાશે? ઓ પ્રભુ!

ઇન્સ્પેક્ટર: સાહેબ હું જાઉં છું. કંઈ જોવા જેવું છે નહિ હવે. (જાય છે)

[માસ્તર, ગુલામમહમદ ને બેઉ સૂનમૂન થઈ
ઊભા રહે છે. કોઈવાર બહુ શાંત રહે છે અને
એકાએક માસ્તર કંઈ બબડે છે, અને વચમાંને—]

હે૦ સ્ટે૦ માસ્તર: એ શું બોલો છો હજી? એ જે હોય તે સહી જાઓ; અહીં સિવાય બીજો રસ્તો કે કામ દેખાતું જ નથી તમને?

રામચરણ: યે તો મેરે બાપજી ભી ગયા. કમ્પીસવને ક્યા કૂવા ઓ રામ!

ગુલામમહમદ: ઓ ખુદા! આટલી એક ગાય હતી તે પણ તેં કાપી નાખી?

[નિસાસો નાખી બેસી જાય છે.]

[પડદો]

લાલ કસુંબા નવ લીજીએ રે;
પૃથ્વી ઉપર પગ ધસવા પડે રે,
તે ઘડી આવે મોડે ફીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૭.
જે કોઈ તજશે વસ્તુ કેફની રે,
રાજી થાશે શ્રી ભગવાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
શિક્ષા સુંદર દલપતરામની રે,
સજ્જન સહુ કોઇ ધરજો કાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૮.

---

## ગરબી ૫ મી.

### કેફ વિષે.—પરજીયો.

"જીવે માણીગર બંદલો"—એ રાગ.

કેફી સૈયર જેનો કંથડો રે, તેનાં પૂરણ પાપ;
મનમાં ઉદાસી મટે નહી, હાંરે તપે તનડામાં તાપ. કેફી. ૧
એવો દિસે અળખામણો રે, જાણે જીવનો ટળેલ;
આડા બોલો અફીણીઓ, હાંરે એનાં ગાત્ર ગળેલ. કેફી. ૨
એક ટકાની નહીં આબરૂ રે, પીંટયો ચૌટાનો ચોર;
દહાડી દોરાય દરબારમાં, હાંરે પુઠે લોકોનો નોર. કેફી. ૩
અપોચિઓ ને ઘણો આળસુ રે, કાંતો ઊંઘે કાં ગાય;.
રળવાની શક્તિ રહે નહીં, હાંરે રળ્યું રંડાતું ખાય. કેફી. ૪
બારેથી આવે એ બાકળો રે, હીણો દેખાય હાલ;
ખૂણે દાબીને પડે ખાટલો, હાંરે બેઠી છૈયાંનો કાળ. કેફી. ૫
બાળકને ખાવા નહીં બાજરી રે, પીટયો પ્રગટે ઉફાંદ;
છતે ધણીએ બળે છાતડી, હાંરે વેઠે રંડાપો રાંડ. કેફી. ૬
લાજ હીણો લેખે નહીં રે, જશે તરણાથી તોલ;
તેવા અફીણના તોરમાં, હાંરે બોલે જુઠેરા બોલ. કેફી. ૭
કોઈ કોઈ વખત થાય કેફથી રે, હૈયા પુરો હૈરાન;
તોય શિખ દલપતરામની, હાંરે ધારે ન કાન. કેફી. ૮

---

## ગરબી ૬ ઠી.

—એ રાગ.

ઉછેરી નાંખી રે બળતી આગમાં,
ઉગરવાનો નથી હવે ઉપાય જો;
ભોગવવું દુઃખ લખ્યું રે મારા ભાગ્યમાં,
રજની દહાડા રડતાં વીતી જાય જો. મા મુજને. ૨.
આવરદા મારી રે અતિ લાંબી થઈ,
ત્રાગ નહીં જે તોડયે તુટયો જાય જો;
કર્મતણી કહાણી રે કયાં જાયે કહી,
છાંય કૂવાની કૂવાવિષે સમાય જો. મા મુજને. ૩.
શું કરવું જીવીને આ સંસારમાં,
હાથે મરૂં તો આત્મ હત્યા થાય જો;
સાત જનમ પામું રે શોક અપારમાં,
પાર ન આવે કરતાં કરોડ ઉપાય જો. મા મુજને. ૪.
રમવું ને જમવું તો મુજને નવ ગમે,
માથે ઉગ્યાં દુઃખનાં મોટાં ઝાડ જો;
એ દુઃખથી છોડાવે મુજને આ સમે,
પૂરણ માનું પરમેશ્વરનો પાડ જો. મા મુજને. ૫.
ફરી જનમ ધરશું રે ત્યાં સુખ પામશું,
આ અવસર તો એળે ગયો અવતાર જો;
હૈયું કઠણ કરીને હિમ્મત રાખશું,
ભાગ્યે લખીયો દૈવે આ ભરતાર જો. મા મુજને. ૬.
પાપ નથી કીધાં મેં આવડાં આપણે;
પ્રગટયાં આવી પેલા ભવનાં પાપ જો;
લેખ લખ્યા દૈવે તે ટાળ્યા નવ ટળે,
કર્મ કરે તે ન કરે મા ને બાપ જો. મા મુજને. ૭.
દિલમાં એમ સમજીને દુઃખ ન માનવું,
રાખું રૂદેમાં કેના ઉપર રોપ જો;
ભવ પેલે કીધાં તે ભોગવી છૂટવું,
દલપતના સ્વામીને ન દેવો દોષ જો. મા મુજને. ૮.

---

## ગરબી ૭ મી.

કેફીની સ્ત્રીના બાર મહિના. વાલાજીના ગરબાનો રાગ.

૧ કારતક મહિને કેફી જેનો કંથ રે સાહેલી
આજે અભાગણના [illegible]